# દુનિયા દર્પણ.

## એક સંસારી નાટક (છ અંકી.)

ખેલાડીઓથી ભજવી બતાવાય તેવું.



રચનાર

એક એલ્ફિન્સ્ટોનીઅન ગ્રૅજ્યુએટ.

મુંબઈ—મુ[illegible]આડતીયા જહાંગીરજી બેજનજી કરાણી

નંબર ૧૮ પારસીબજાર સ્ટ્રીટ, કોટ.



મુંબઈ મધ્યેઃ

ઓરિએન્ટલ છાપખાનામાં છાપ્યું.

સન ૧૮૮૫.

કિમ્મત આના સાત.

# દુનિયા દર્પણ.

## એક સંસારી નાટક (છ અંકી.)

ખેલાડીઓથી ભજવી બતાવાય તેવું.



રચનાર

એક એલ્ફિન્સ્ટોનીઅન ગ્રૅજ્યુએટ.

મુંબઈ—મુખ્ય આડતિયા જહાંગીરજી બેજનજી કરાણી

નંબર ૧૮ પારસીબજાર સ્ટ્રીટ, કોટ.



મુંબઈ મધ્યે:

ઓરિએન્ટલ છાપખાનામાં છાપ્યું.

સન ૧૮૮૫.

કિમ્મત આના સાત.

## નાટક પાત્ર.

| | |
|---|---|
| મહીપતરામ | એક મહાપંડિત. |
| કમળા | તેની સ્ત્રી. |
| ભુપત | મહીપતરામનો શિરસ્તેદાર. |
| માધવલાલ | ગામડી નિશાળના મેહેતાજી. |
| હરકુંવર | તેની સ્ત્રી. |
| જયશંકર | તેનો દીકરો. |
| નવલશરામ (ઉરફે નવલશા) | ધનાઢ્ય સાહુકાર. |
| રૂપસુંદરી | તેની દીકરી. |
| જમાલખાં | તેનો સિપાઈ. |
| મીઠીબાઈ | એક ગરીબ વિધવા. |
| ગુણસુંદરી | તેની દીકરી (રંડાયલી.) |
| દેવો | એક ગાંડો પુરૂષ. |
| હરી | એક દલાલ. |

નારાયણ, અમરતલાલ વગેરે નિશાળીઆ.

## શુદ્ધિપત્રક.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૯ | ખુચોટી. | ચોટી. |
| ૯ | ૩ | તમો. | તમે. |
| ૧૭ | ૩૧ | Thier. | Their. |
| ૨૧ | ૯ | તમાર. | તમારા. |

# દુનિયા દર્પણ.

## એક સંસારી નાટક.

---

## અંક પહેલો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ.—ભુલેશ્વર.

(મીઠીબાઈ કાંતે છે. ગુણસુંદરી સીવે છે.)

(ભુપત ત્રીજે માળથી ઉતરી પહેલે માળ આવે છે.)

**ભુપત**—મીઠીબાઈ, શું કરો છો ?

**મીઠીબાઈ**—આવો ભાઈ. અમે તો જેમ તેમ રળીને ઉદરપોષણ કરીએ છઈએ. હું કાંતું છું અને મારી ગુણસુંદરી સીવે છે. પેલા માધવલાલ મેહેતાજીના દીકરા જયશંકરને તો તમે ઓળખતા હશો, તેની ટોપીઓ સીવવા માટે હું લાવીછું તે ગુણસુંદરી સીવે છે. કોઈ વખતે મને એ નીતિની વાત અથવા ઇતિહાસ વાંચી સંભળાવે છે. હું તો ઘણું કરી આખો દીવસ કાંતુંછું; શું કરીએ ગરીબ માણસ પડ્યાં એટલે ઉદ્યમ તો કરવો જોઇએ.

**ભુપત**—ઉદ્યમ તો માણસે કરવોજ જોઇએ. એમાં શરમાવા જેવું કાંઈ નથી. જુઓને હું પણ હમણા નોકરીએ જાઉં છું.

**મીઠીબાઇ**—તમને તો નોકરી બહુ સરસ મળી છે. મહીપતરામ કેવા ભલા માણસ છે! તમે તો ખરેખર ભાગ્યશાળી કે આવા વિદ્વાન અને પ્રસિદ્ધ ગ્રંથકર્ત્તાની નોકરી કરો છો. તમે પેલું અંગ્રેજી વાર્તાનું ભાષાંતર આપ્યું તે મારી ગુણસુંદરીએ મને આખું વાંચી સંભળાવ્યું છે. એ વાર્ત્તા તો બહુ રસિક હો. અસલ ગ્રંથમાં ખૂબી છે તેમ ભાષાંતરમાં પણ કાંઈ ઓછી ખૂબી નથી. એમણે ભાષાને તો પોતાની દાસી જેવી કરી મુકી છે; આમ તેમ મરજીમાં આવે તેવીરીતે રમાડી છે. હું એ એટમાટે મારા તરફથી તેમજ મારી દીકરી તરફથી ઉપકાર માનું છે.

**ભુપત**—અરે એમાં તે શી મોટી બિસાદ છે? એમાં ઉપકાર માનવા જેવું કંઇએ નથી. તમે અને ગુણસુંદરી વાંચીને ખુશ થયાં એજ મોટા હરખની વાત છે. એમણે તો બીજાં ઘણાએ પુસ્તકો પ્રગટ કર્યાં છે. હું તમને તે લાવી આપીશ. તે તો એથી પણ મનોરંજક છે. ભાષાંતરમાં ભાષા ઉપર કેટલી રીતનો સંકોચ રહે છે અને પરભાષાની કેટલીક રૂઢીઓ અનાયાસે દાખલ થઈ જાય છે, તેથી કોઇ ઠેકાણે ભાષા દુષણ-વાળી થઈ જાય છે. પણ પોતાના જાતી લખાણમાં ભાષા ગમે તેવી છુટથી વાપરી શકાય છે; અને એવી રીતની ખામીઓ આવવાનો સંભવ રહેતો નથી. હું તમને જે પુસ્તકો લાવી આપીશ તે વાંચી જોશો ત્યારે એમની લખાણ શક્તિ કેવી છે તેની ખરી બુજ તમને થશે.

**મોઠીબાઇ**—ભાઈ ભુપત, તમારી કૃપા તો દિન પ્રતિદિન વધતી જાય છે. એક તો તમારો આભાર થયલો છે અને આ વળી વધારો થશે. એ આભારનો બદલો અમે કેમ વાળી શકશું તે કાંઈ મને સમજ પડતી નથી. અરે! ઇશ્વરે મને એવી શક્તિ આપી હોત તો કેવું સારૂં!

**ભુપત**--તમારે લેશ માત્ર પણ દિલગીર થવું નહીં! મારે કાંઈ પણ બદલો જોઇતો નથી. તમને બે ઘડી ગમત થશે એથીજ મને મોટો સંતોષ છે; સારાં કૃત્યનો બદલો તે થકી ઉપજતા સંતોષથીજ વળી રહે છે, માટે મને મારો બદલો મળી ચુકો છે એમ તમારે સમજવું; મારો હવે આ-ફીસનો વખત થયો છે, માટે જાઉં છું. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ.—રસ્તો.

(ભુપત જતાં જતાં વિચાર કરે છે.)

**ભુપત**—અરે ગુણસુંદરી તું કેવી મનોહર છે! આજલગી તો હું કામ-દેવની અવગણના કરતો હતો અને એમ સમજતો હતો કે બુદ્ધિહીન લોકો ઉપરજ એ અનંગદેવ અસર કરે છે. મેં તો એવોજ નિયમ કરી રાખ્યો હતો કે પરણવું તો પૈસા માટેજ. પૈસા! પૈસા! એજ મારો ધર્મ. જગતની અંદર એજ સાર્થક છે. આ છોકરીએ તો અ-વળી કરી છે. એણે મારૂં ચિત્ત ચોર્યું છે. મારૂં મન લૂટી લીધું છે. અરે આ છાતીમાં સરસરાટ શું થાય છે? ખરે એતો એની છબી

મારા હૃદયમાં કોરાઈ ગઈ તેનો પ્રતિશબ્દ થયો. હે ભુપત, તને આજે શું થયું ? તું ક્રોધનો ગાંજીઓ ન જાય તેવો તે આજે બકરી જેવો કેમ થાય છે ? આવી રીતે સહેલાઇથી ફાંસામાં સપડાઈ જશે તો પછી જગતની અંદર તારે કીર્ત્તિ મેળવવી છે તેનું શું ? તારે તો હજી લક્ષાધિપતિ થવું છે, તેનું કાંઈ વિચાર્યું ? ક્યાં છે તારો દૃઢ નિયમ ! એ રંડાયલી છોકરીમાં બળ્યું છે શું ? નથી પૈસો, નથી ગોરવર્ણ. અરે ગોરવર્ણને શું ધોઇ પીવું છે ? સફેદ ચામડીને શું ચાટવી છે ? એનું મુખડું કેવું રળિયામણું છે ? જાણે આખો દિવસ નિરખ્યાજ કરીએ. હું વાતતો મીઠીબાઈ સાથે કરતો હતો પણ મારી નજર ત્યાંજ ખુચોંટી રહી હતી. આટલી વાર ઉભો રહ્યો તે પણ એનેજ માટે. અરે કેવી મોહિની ! એનાં નેત્ર કેવાં સુંદર ! એના મ્હોના ઘાટમાં કાંઈ મણા છે ? એ પુતળી તો ઇશ્વરે અવકાશેજ ઘડી હશે.—પણ પૈસા નથી તેનું કેમ ? અરે એની વિદ્વત્તા, એના સદ્ગુણ, એજ એનામાં હીરા માણેકની ખાણ છે. પ્યારની વાતમાં પૈસા કેવા ? **કામદેવ** સામે બિચારી **લક્ષ્મીબાઈ** શું ટક્કર લઈ શકે ? પૈસા પ્રાપ્ત કરવા હોય તો બીજે રસ્તે ક્યાં તે નથી થતા ? મારામાં કળા હશે તો ઉજળા પીળા સિક્કા ખણખણાટ કરતા ખોળામાં આવી પડશે. પૈસાતો પલમાં પચાસ. બોલબોલતાં બસો. ભુપતને પૈસાની કાંઈ ખોટ છે ? પૈસા ભેગા કરવા એ કાંઇ મોટી વાતછે ?–મને શું થયું છે ? હું જે જે પ્રશ્નો પુછું છું, તેના ઉત્તર પોતાની મેળે નિકળતાંજ આવે છે. એ તે ક્યાંથી આવતા હશે ?—ભીતરના ઊંડાણમાંથી; જેનો અટકાવ થઇ શકે નહીં; જેની સામે ચું કે ચાં બોલાય નહીં. અરે કેવો મોટો ફેરફાર ! ઢીલા પોચા મગજ ઉપર **કામદેવ** પોતાનો કાબુ ચલાવે એતો ઠીક, સમજ્યા; પણ આવા મેરૂપર્વત જેવા, કદી ચળે નહીં તેવા મહાશક્તિવાન્ મગજ ઉપર આવો હલ્લો?—હલ્લો, હલ્લો, શું કરે છે? એટલે કાંઈ તારો છુટકો છે? એતો પરિપૂર્ણ જય–વિજય છે. ખરેખર કવિઓ અને નાટકકારોએ **કામદેવના** બળની જે સ્તુતિ કરી છે તે કાંઈ મિથ્યા નથી. આજે મારી ખાત્રી થઇ. પણ ભૂપત, તેં અડવો કલાક એની સામે જોયાં કર્યું પણ એણે તો તારી સાથે વાત સરખીએ ન કરી ? તારી પુસ્તકભેટનો ઉપકાર પણ ન માન્યો. અને તું આવો બુબક જેવો સ્ત્રી જાળમાં સપડાઈ ગયો !—છટ ! સ્ત્રીને સમજાવવી તેમાં શું ? એ કાંઇ મોટી વાત નથી. **સ્ત્રીની મતિ પાનીએ.** એટલું છે કે એ કમઅ-

ફક્ત સ્ત્રી જાત બહારના ભભકા ઉપર બહુ લોભાઈ જાય છે, અને તેતો મારામાં કાંઈ છે નહીં. હું તો હમેશ સાદાઇમાં મગન રહું છું; બની ઠની ફક્કડ થઈ ફરતો નથી. એતો નવરા માણસનું કામ છે. એતો ખાલી મગજની એંધાણી છે. ના, બા, એતો આપણને ન જોઇએ. તેમ એ ભણેલી છે તેથી બહારના ખોટા દમામથી અંજાઇ જાય તેવી ન હોય.

(જયશંકર ભુપતની પાસે આવી સલામ કરે છે.)

**જય.**—કેમ, ભાઈ ભુપત, આજે તો કોઈ ભારે તર્કમાં તલ્લીન થઈ ગયા છો! સલામ પણ ઝીલતા નથી.

**ભુપત**—હા ભાઈ તમને તો મસ્કરી સૂઝે છે, નચિંતપણે ભણ્યા કરો, ઇનામો મેલવ્યા કરો તે મશ્કરી શું કામ ન સૂઝે? અમે તો પરાધીન પડ્યા એટલે સો તરેહના વિચાર હોય.

**જય.**—હવે તે દિવસ ગયા છે. હવે તો પિતાજીની કાંઇક ઇતરાજી જણાય છે. વધારે ભણવાનું કાંઇક શક ભરેલું થઈ ગયું છે. હું તમને મળવા આવવાનો હતો. સારૂં થયું તમે અહીંજ મળી ગયા. બે ઘડી બેસી સુખદુઃખની વાતો કરવાનો મારો વિચાર હતો.

**ભુપત**--હમણા ક્યાં જાઓ છો?

**જય.**—મીઠીબાઇને સીવવાનું કામ આપ્યું છે તે લેવા જવું છે.

**ભુપત**—ઠીક છે જાઓ; (ઘડિયાળ તરફ જોઇ) મોડું થઈ ગયું છે. મારે **આફીસમાં** જલદી જવું જોઇએ માટે તમે ઘેર નિરાંતે મળજો. જરૂર આવજો હો. આ **ટ્રામનો** ગાડી પણ આવી. (જાય છે.)

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ.—મીઠીબાઈનું ઘર.

**મીઠીબાઇ**--ભુપત તો બહુ ભલો જણાય છે. આપણને ભેટ આપતોજ જાય છે.

**ગુણસુંદરી**--ભલો તો જણાય છે. પણ આપણે એનો આભાર એટલો બધો શું કામ ખેંચી લઇએ?

**મીઠીબાઈ**—તું તો ગાડી વાતો કરે છે. એણે પોતાની મેળે ભેટ આપવાની ઇચ્છા જણાવી ત્યારે હું ના કેમ પાડું? ઉલટું અપમાન આપું?

વળી આપણે તે એવા ક્યાં ધનવાન છઇએ કે નવી ચોપડીઓ ખરીદ કરીએ ?

ગુણસુંદરી—માજી, તે વાત ખરી; પણ આપણી કરકસરથી દર મહીને એકાદ રૂપીઆની ચોપડીઓ લઈ શકીએ. તે કરતાં અગત્ય પડશે તો જરા વધારે કરકસર કરશું. પણ એમના આભારનો બોજો થાય તેમાંથી કેમ છુટાય ?

મીઠીબાઈ—તેનો રસ્તો મને સૂઝે છે. હું એની મરજી સમજી ગઈ.

ગુણ.—હશે. માજી, હું વાદ કરવા ઇચ્છતી નથી. મને પેલી છરી આપો, કલમ ઘડી નાખું. ટોપીઓ બધી તૈયાર થઇ રહી. હવે સીવામણીનો આંકડો લખવો છે.

મીઠીબાઈ—એ પણ એક કામ થયું. આ લે, છરી. પણ સંભાલ રાખજે હો; ક્યાં હાથમાં વાગી ન જાય. એની ઉપર કાંઇક અંગ્રેજી અક્ષરો દેખાય છે. શું ચાકુની કીમત લખી છે ? અક્ષર તો ઘણા છે, બીજું કાંઇક હશે.

(ગુણસુંદરી વાચે છે.)

"Pride-goes-before destruction."

મીઠીબાઈ—એનો અર્થ કર જોઇએ.

ગુણ.—એ શબ્દો તો મને બધા આવડે છે, પણ ભાવાર્થ સમજાતો નથી.

મીઠીબાઈ—જે તું સમજે છે તે બોલતો ખરી.

ગુણ.—માજી, શબ્દોનો અર્થ તો એમ થાય છે કે અહંકાર નાશની આગળ જાય છે. પણ એમાંથી કાંઈ ખરો અર્થ ઉઠતો નથી.

(જયશંકર પ્રવેશ કરે છે.)

જય.—ટોપીઓ તૈયાર થઇ રહી કે ?

મીઠીબાઈ—આ હવે જયશંકર આવ્યા. એઓ તમને બરાબર અર્થ કરી સમજાવશે.—આવો, આવો, બેસો. ટોપીઓ બધી તૈયાર છે. તમે તો વખતસર આવ્યા. આનો જરા અર્થ કરી બતાવો.

જય.—હા ખુશી સાથે. એનો અર્થ એ થાય છે કે 'નાશ પહેલાં (માણસને) અહંકાર આવે છે;' એટલે કે નાશ એ અહંકારનો પરિણામ છે. આપણામાં "વિનાશકાળે વિપરિત બુદ્ધિ" એવી કહેવત છે. તે કહેવતને એ મળતી આવે છે.

મીઠીબાઈ—એટલે અહંકારનો પરિણામ નાશ. નહીં વારૂ ?

**જય.**—હા એમ કહો તો પણ ચાલે.

**ગુણ.**—એ કહેવત સારી છે, હું બરાબર સમજી.

**જય.**—હવે સ્કુલનો વખત થયો છે. એની સીવામણીનો આંકડો કરી આપો તો જાઉં.

**મીઠીબાઈ**—આંકડાની કાંઈ ઉતાવળ નથી. હું પોતે લઈ આવીશ.

**જય.**—નહીં, નહીં, મારી માતાજીએ મને કહ્યું છે કે આંકડો લઈ આવવો.

**મીઠીબાઈ**—ઠીક છે. ત્યારે ગુણસુંદરી તું લખી નાખ.

(ગુણસુંદરી લખી આપે છે.)

**મીઠીબાઈ**—આ લ્યો, કમખાની સીવામણી સુદ્ધાં બે રૂપીઆ બે આના થયા. પણ તમારાં માતાજીને કહેજો કે પૈસાની કાંઈ ઉતાવળ નથી.

**જય.**—બહુ સારૂં, જાઉં છું. (ઉઠે છે.)

**મીઠીબાઈ**—કેમ ઉઠશો કે? જયશંકર ભાઈ, આવજો.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ.—રસ્તો.

(જયશંકર જતાં જતાં.)

**જયશંકર**—અરે એની વાણી કેવી મધુર! એની વાતચિતમાં ગાયનના જેવી મિઠાસ રહેલી! એના મેં વખાણ સાંભળ્યાં હતાં તેવીજ ગુણિયલ. અરે આવો ચિત્તાકર્ષક ચેહેરો માનવી જાતમાં તે વળી થતો હશે? અરે એતો કોઈ સાક્ષાત દેવી છે! અરે દુષ્ટ રેવાજ! એના માથા ઉપર કેશ હોત તો શોભામાં કેટલો વધારો થાત! કેવી શરમાળ! બીચારીના ઉપર કેવું દુઃખ! બાળપણમાં રંડાયલી! એક ગમ દયા અને બીજી ગમ પ્યાર. બાપડી બહુ મેહેનત કરેછે. બે દીવસમા એણે છ ટોપી સીવી નાખી. મેં સાંભળ્યું છે કે સીવવાનું કામ નથી મળતું ત્યારે એ કોઈ વાર દળે છે. હે ગુણસુંદરી, તું મારી અર્ધાંગના થાય, તો હું તને જરાએ મેહેનત લેવા ન દઉં. એ રત્ન મને જડે તો હું કેવા જતનથી જાલવું! કેવો ભાગ્યવાન્ થાઉં! પણ સાંપડેજ ક્યાંથી? એના વિચારો કોણ જાણે કેવા હશે? પુનર લગ્નનો વિચાર હોય કે ન પણ હોય.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ.—મીઠીબાઈનું ઘર.

ગુણસુંદરી—(સ્વગત) અરે બળ્યું મારૂં જીવતર! હું અભાગણી રંડાઇ તેને આજે બે વરસ થયાં. (રડે છે.) અરે ઇશ્વર આ મારાઉપર કેવો કોપ! મેં તે શો અપરાધ કર્યો હશે? અરે જીવ સબર, બીજો એક વિચાર સૂઝ પડે છે; એમ તો ન હોય કે ઇશ્વરે મારૂં ભલું ધારી એમ કર્યું હોય. કદાચ મારે માટે વધારે લાયક ભર્તા ધાર્યો હોય! અરે પાપી વિચાર! મારા દુષ્ટ વિચારો મને ક્યાં ને ક્યાં દોરી જાય છે! હું મારા મૃત્યુ પામેલા ભર્તા વિષે માઠું વિચારૂં છું.—નહીં નહીં. એ પાપી વિચાર નહીં હોવો જોઇએ; કેમકે એ વિચારમાં સચાઇ છે. મારો ધણી મને ઘણીવાર વિનાકારણ ધમકાવતો હતો અને કોઈવાર લાકડી પણ ઊંચકતો હતો.–પણ લાકડી ઊંચકતો હતો તેમા શું થયું! તે મારો પતિ હતો અને તેને એમ કરવાનો હક હતો. અરે કમબખત સ્ત્રી જાત! મરદો એક સ્ત્રી જીવતી હોય તેમ છતાં તેની છાતી ઉપર બીજી લાવે અને બિચારી અબળાઓ નાની વયમાં ધણી ખોઈ બેસે, અને તે પણ ઘણું કરી માબાપની ભૂલથી, તેવું છતાં બીજો ધણી ન કરી શકે! ચો-રીમાં રંડાય તોપણ ન કરી શકે! અરે માટીડાઓનો જુલમ તો જુઓ! —ત્યારે સુધરેલી સ્ત્રીઓ પુનર્વિવાહ કરે છે તેમ હું શું કરવા ન કરૂં? હવે તો એવા દાખલાઓ બહુ બનતા આવ્યા છે. કદી અજ્ઞાન લોકો મારા ઉપર ફિટકાર નાખે તો પણ શું થયું? સ્વામિ વગર આખો જ-ન્મારો ગુજારવો એ કેવું વસમું છે! અરે કાળ તે નિર્ગમન કેમ થાય! દુઃખની વખતે હિમ્મત કોણ આપે, સુખની વખતે તેમાં ભાગ લઇ કોણ વધારો કરે? સંકટની વખતે ખરી સહાયતા ક્યાંથી આવે? જોબન રૂપી કલીની ખુશ્બો લઇ તેને પ્રફુલ્લિત કોણ કરે? ખરેખર પુરૂષ વગર સ્ત્રી અપૂર્ણ છે; તેમ સ્ત્રી વગર પુરૂષ પણ અપૂર્ણ છે. સ્ત્રી પુરૂષનું અડધું અંગ તેમ પુરૂષ સ્ત્રીનું અડધું અંગ છે. હરી! હરી! મારી સોળ વરસની ભરજુવાની એળે જાય છે.

(જરાવાર ખેદ પામી ચુપ રહી જાય છે.)

જયશંકર, તું મારો હાથ ગ્રહે તો હું તારી સદાની દાસી થઈ રહું! —હું તે શું આડું અવળું બકી જાઉં છું? એ વાત કેમ બને! એવા ભણેલાઓને સ્ત્રીઓની કાંઈ ખૂટ છે કે મને આવીને વરે? એનું મન

કાંઇ કાંઇ મારા તરફ પીગળ્યું હોય એવું મને ભાસ્યું, પછી દયાની લાગણી હો કે પ્યારની.—અરે રખે હું ઠગાઈ જતી હું! રખે એ ખ્યાલી તરંગ ન હોય! માનવી જાત પોતાના લાભની વાત જરા સંકલ્પ થયાથી કેવી ત્વરાથી ખરી માની લેછે;—ગમે તેમ હો પણ ભુપતનું ચિત્ત તો મારા તરફ ખેંચાઈ ચુક્યું છે.—નહીં, ભુપત તો નહીં જોઇએ; બોલવે ચાલવે તો એ બહુ મીઠો છે. ચંચળ અને ખબરદાર પણ તેવોજ. પરંતુ એનું અંતઃકરણ શુદ્ધ જણાતું નથી. બોલતી વખતે એના ચાળા ઉપરથી એનું અંતઃકરણ કેવું કપટી છે, તેનો કાંઇક અણસારો મને માલમ પડી આવે છે.

---

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ.—માધવલાલનું ઘર.

**માધવ**—(હાંક મારે છે.) જયશંકર.

**હરકુંવર**—જયશંકર નહાવા બેઠો છે.

**માધવ**—એ સ્નાન કરી રહે કે તરત મારી પાસે એને મોકલજે. એને કામે મોકલવો છે.

**હર.**—જોયાં તમારાં કામ. બીજી કાંઇ તમને ચિંતા છે? ચિંતા તો બધી મારેજ ભોગવવી.

**માધવ**—વળી તેં નવી ચિંતા કઇ માથે ઓઢી લીધી છે? આખા ગામની ફિકર રાખે છે તેથીજ એવી દુબળી થઇ છે. વહાલી! આખા ગામની ચિંતા તારે શું કામ રાખવી જોઇએ?

**હર.**—તમે સારી પેઠે સમજોછો કે હું જયશંકર વિષે બોલું છું. એને આવતે મહીને સતરમું ઉતરીને અઢારમું વર્ષ બેસશે. હજીતો એનો વેવિશાળ પણ થયો નથી. એની વયના છોકરાંને ઘેરતો બે બે ત્રણ ત્રણ દીકરાં થયલાં છે. હું વૃદ્ધ થવા આવી. મારૂં શરીર દહાડે દહાડે નબળું પડતું જાય છે. કામ કરતાં કરતાં હાથ પણ ઘસાઇ ગયા; ઘરમાં વહુ હોય તો બે ઘડી થિર કરીને તો બેસાય. એ સઘળું તમે સમજોછો તેવું છતાં જ્યારે જ્યારે તમારી આગળ એ વિષે વાત કરૂં છું, ત્યારે તમે

મસ્કરીમાં તે તરત ઉડાડી નકામા મને પજવ્યા કરોછો. મારા નબળા શરીર ઉપર તમને કાંઇ દયા આવતી નથી ?

**માધવ**—નહીં, નહીં. તમો ભૂલોછો. મને તો બહુ દયા આવે છે અને તેથીજ કહું છું કે તારે બહુ ચિંતા ન ભોગવવી. ઘરની વેઠ કરવી તને ભારે પડે છે એ વાત તો મેં આજેજ જાણી. આપણે કાંઇ છેક નિર્ધન નથી કે ચાકર ન રાખી શકીએ; તારે લગારપણ ચિંતા ભોગવવી નહીં. કાલને કાલ તને ચાકરડી લાવી આપીશ.

**હર.**—ચાકરડીને શું ચુલામાં નાખું? ફરી તમે મને ખીજવવા માંડી. તમે પોતેજ કહોછો કે આપણે કાંઈ નિર્ધન નથી, ત્યારે આવા જવાન છોકરાને કેમ પરણાવતા નથી? મારા એક પૂરા દીકરાને પરણાવવાનો મારો કોડ કેમ પૂરો કરતા નથી? અરે! આપણે ઘેર સોનાનો સૂરજ કે દહાડે ઉગશે! એની કુંચન જેવી સુંદર કાયાને રતિ જેવી રંભા મળે તો ઘર કેવું શોભે!

**માધવ**—જયશંકરના સૌંદર્યની ક્યાં વાત લાવી? તારી પોતાની કાંતિમાં ક્યાં મણા છે?

**હર.**—(મલકાઇને) હવે મારામાં રૂપ ક્યાંથી હોય? તમે તો ખાલી ઠઠ્ઠા કરોછો. તમારી મસ્કરીમાં મારી બધી વાતો ધોવાઇ જાય છે. પણ તમે મને પાધરો જવાબ આપો. શું કામ એની સગાઇ કરતા નથી?

**માધવ**—એની સગાઈ કરીએ તો પછી તરત એને પરણાવવો પડે. અને તેમ કર્યાથી એના અભ્યાસમાં ખલલ થાય. મારો તો એવો વિચાર છે કે એને પૂર્ણ રીતે ભણાવવો, અને સ્ત્રી પણ એ પોતેજ પસંદ કરીલે.

**હર.**—ભણી ભણીને તે કેટલું ભણશે? આખો દીવસ ચોપડી લઈ બેઠોજ છે. વાંચી વાચી એનું મગજ પણ ખરાબ થઈ ગયું છે. (છણકો કરી) એટલું બધું ભણાવીએ નહીં. ઘણું ભણાવીએ તો છોકરા માબાપની સામા થાય.

**માધવ**—એ છોકરો કોઈ વખતે મને સામા જવાબ દે છે તેથી મારો નક્કી કરેલો ઉત્તમ વિચાર ડગમગ થતો હતો તેને વળી તું વધારે ડગમગ કરે છે. ફરી એવી વાત મારી આગળ લાવતી ના. નહીં તો હું ક્રોધમાં કાંઇ ઉંધું ચતું કરી નાખીશ.

(જયશંકર પ્રવેશ કરે છે.)

**જય.**—શી આજ્ઞા છે?

**માધવ**—જા. હરીને તેડીલાવ. જલદી આવજે. હું નિશાળે જાઉં છું ત્યાં આવજે. (મેહેતાજી જાય છે.)

**જય.**—(સ્વગત) સ્કુલનો વખત થવા આવ્યો છે. પરંતુ પિતાજીની આગ્ના માન્ય કરવી જોઇએ. હું ધારૂં છું કે અડધો કલાક મોડું થશે. (જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ.—રસ્તો.

(ભુપત પ્રવેશ કરે છે.)

**ભુપત**—(સ્વગત) આજે બરાબર મહીનો થયો. તે દહાડે મને જયશંકર કહેતો હતો કે હું મીઠીબાઇને ઘેર જાઉં છું. રખે, એ આજકાલનો પોરિયો રંગમાં ભંગ કરતો હોય. ગુણસુંદરીના બોલવા ઉપરથી એમ કાંઇક જણાતું હતું. કાંઈ નહી, હું એને મઝા ચખાડીશ; મારા છટકામાંથી એ ક્યાં છટકી જવાનો છે. એમની વચ્ચે વિરોધ પાડી દઇશ. આજે તો બહુ વહેલું છે. કરાફર્ડ મારકીટમાંથી કાંઇ ખરીદી કરીને જાઉં. પાયધોનીનો રસ્તો ઠીક પડશે.

(પાયધોની આગળથી થઇને મારકીટ આગળ જાય છે.)

(માધવલાલ પ્રવેશ કરે છે.)

**માધવ**—કેમ ભૂપતરાય કેમ છો? તમે તો જલદી ઠેકાણે પડી ગયા. તમને ઠીક નોકરી જડી. પંડિત બહુ ભલા સ્વભાવના છે. પણ તમે જો અંગ્રેજીનો વધારે અભ્યાસ કરત તો ખરેખર કોઇ મોટી પદવીએ પહોંચી જાત.

**ભુપત**—ખરૂં કહું છું, મને તો અંગ્રેજી ઝાઝું ભણવામાં સાર જેવું લાગતું નથી. આજકાલ અંગ્રેજી ભણી છોકરાઓ બહુ બેહેકી જાય છે. તેઓ પોતાનેજ ડાહ્યા સમજે છે. વૃદ્ધ અવસ્થાના માણસને કેવી રીતે માન આપવું તે વાત તો તેઓ બિલકુલ સમજતા નથી. વળી કેટલાક તો ધર્મ પણ ત્યાગ કરી દે છે. મને તો જયશંકર વાસ્તે બહુ ફિકર લાગે છે.

**માધવ**—(વિચારમાંથી ચોંકીને) શું, ભાઈ, છેલ્લે તેં શું કહ્યું?

**ભુપત**—નહીં. કાંઇ, નહીં; કાકા એમાં કાંઈ દમ જેવું નથી. મેં પોતેજ ભુલ કરી.

**માધવ**—કહેતો ખરો તેં શું કહ્યું.

**ભુપત**—મેં એમ કહ્યું કે જયશંકર વાસ્તે મને ફિકર લાગે છે. પરંતુ મારો વિચાર ભુલ ભરેલો છે. એની પ્રકૃતિ એવી ભલી છે કે એને વાસ્તે ઘણી ચિંતા રહેતી નથી.

**માધવ**—ભુપત, તેં આજે ઠીક વાત કહી. મને પણ એવી કાંઇક શંકા થઇ હતી; અને તું મારા મતને મળતો થયો. એ સાતમાં ધોરણ સુધી ભણ્યો છે એટલુંજ બસ છે.

**ભુપત**—નહીં, કાકા, મારો એમ કહેવાની મતલબ નથી. એનું ધ્યાન વિદ્યાભ્યાસ ઉપર ઠીક છે માટે એને ઉઠાડવો ન જોઇએ.

**માધવ**—ધ્યાન હોય તેમાં શું વળ્યું ! એમાંથી જે ખરાબી થવાની છે તેને આગળથી અટકાવીએ તોજ ડહાપણ કહેવાય. **પાણી પહેલાં બાંધીએ પાળ.**

**ભુપત**—મારે હવે આફીસમાં જવાનો વખત થયો છે. મારી એટલીજ ભલામણ છે કે પૂરો વિચાર કર્યાવિના એને એકદમ **સ્કુલમાંથી** ઉઠાડવો નહીં. (જાય છે.)

**માધવ**—(સ્વગત) એમાં હવે પૂરો વિચાર શો કરવો છે? હમણાથીજ એ થોડો ઘણો છકી ગયો છે. ભુપતે કેવી સારી સલાહ આપી! બહુ ભલો છે. બીચારો જયશંકરને ચાહે છે, તેથી એણે કહ્યું કે જયશંકર સારી પ્રકૃતિવાળો છે તેથી એને વાસ્તે ઝાઝી ફિકર રહેતી નથી. એની પ્રીતિ છતાં એણે ખોટો અભિપ્રાય આપ્યો નહીં કે એને વાસ્તે બિલકુલ ફિકર નથી; પણ એમ કહ્યું કે ઝાઝી ફિકર રહેતી નથી.

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ.—વડની ગાદી.

### ગામઠી મેહુતાજીની નિશાળ.

**માધવ**—કેમ, નારાણ ક્યારનો બેસી કેમ રહ્યો છે? (સોટી મારીને) પેહેલેથી આંક લખી લાવ.—અલ્યા અમરતલાલ, તું તો ક્યારનો મારી સામુંજ જોયાં કરે છે? (ચમકાવે છે. બીજા બે ચાર છોકરાઓને નેતર મારે છે.)

(એક નિશાળિયો પ્રવેશ કરે છે.)

**માધવ**—કેમરે-તું આજે મોડો કેમ આવ્યો?

**નિશાળિયો**—મેહેતાજી સાહેબ આજે ઘરનું કામ હતું તેથી મોડું થઈ ગયું.

**માધવ**—સો વખત ઉઠ બેસ કર.

—છોકરાઓ આ ભાજી વીણી નાખો.

**નારણ**—સાહેબ આજે તો નાગપાચમ છે તેથી બધી નિશાળોમાં રજા છે.

**માધવ**—તમને છુટી આપી દઉં પછી આ ભાજી કોણ તારો કાકો આવીને વીણશે ? નાગપાચમ છે તો તમને એક કલાક વહેલી રજા મળશે. સાતમને દીવસે તમને આખો દહાડો રજા આપીશ. અને મારો એવો વિચાર છે કે તમને ઘેર તેડી લાડુ જમાડવા. ફક્ત એક એક પાવલી લાવજો. ચાલો, ભાજી વીણતા થાઓ. (છોકરાઓ ભાજી વીણે છે.)

—કેમ નારાણ તારો બાપ તો પૈસાવાળો છે. પાવલી લાવશે કે ?

**નારણ**—હું મારા બાપને પૂછી જોઇશ, આપશે તો લાવીશ.

**માધવ**—આપશે શું કરવા નહીં ? તારામાં કાંઈ રામ જોઇએ—અમરતલાલ ખરો; એ છોકરો હુશીયાર છે. એ પાવલી લાવ્યા વગર રહેશે નહીં. અમરતલાલ, તારો બાપ શું ધંધો કરે છે ?

**અમરતલાલ**—રૂનો વેપાર કરે છે.

**માધવલાલ**—ત્યારે તો જીવવાળો ખરો. ભાજી જલદી જલદી વીણી નાખો તો તમને વહેલી છુટી જડે.

(સ્વગત) જયશંકર હજી આવ્યો નહીં. આવડો મોટો થયો તોપણ કામ તરફ એનું જરાએ લક્ષ નથી. સુરતનો કાગળ લખાવવો છે તે એ ક્યારે લખશે ? પછી કહેશે કે મારો તો વખત થઇ ગયો.

(જયશંકર પ્રવેશ કરે છે.)

**માધવ**—મૂર્ખા, તેં આટલો વખત કેમ લગાડયો, હરી ક્યાં છે ?

**જય.**—પિતાજી, આપ કારણ પૂછ્યા પહેલાં ક્રોધ કેમ કરોછો ? હરી ઘેર નહોતો અને પૂછા કરતાં એવું માલમ પડ્યું કે કાપડ બજારમાં ગયો છે તેથી એને ત્યાંથી શોધી લાવ્યો.

**માધવ**—ક્યાં છે હરી ? તું કહે છે હું શોધી લાવ્યો. હરીનું તો ઠેકાણું ન મળે; આટલો બધો વખત લગાડયો તને કાંઇ વિચાર ન થયો ? મેં તને નહીં કહ્યું હતું કે જવાબ તરત લાવજે ? હરી જયારે ઘેર આગળ નહોતો ત્યારે તારે પાછું વળવું હતું અને મને જવાબ આપવો હતો.

**જય.**—પિતાજી, હું માફ માગુંછું. તમે મને જલદી જવાબ લાવવા કહ્યું

ન હતું પણ જલદી તેડી લાવવા કહ્યું હતું. અબઘડી ટપાલમાં કાગળ નાખી એ આવશે.

**માધવ**—મેં તને નહોતું કહ્યું કે નિશાળમાં જવાબ જલદી લાવજે?

**જય.**—આપની મતલબ તેમ હશે. પણ આપનું કહેવું તો એમ હતું કે હરીને જલદી તેડી લાવવો.

**માધવ**—આ છોકરો તો હવે મારા બોલવામાં પણ ખામી કાઢવા શીખ્યોછે છોકરા અંગ્રેજી શીખ્યાથી ખરેખર વંઠી જાય છે. લંબકરણ, તને એટલી સમજ નથી કે જયારે એ ઘેર નથી ત્યારે મારે પાછો જવાબ જલદી લાવવો.

**નારાણ**—મહેતાજી સાહેબ! એટલા ગુસ્સે શાને થાઓછો? જયશંકર તો મહેનત લઇ કામ નક્કી કરી આવ્યો, તેને શું કામ ધમકાવોછો?

**માધવ**—લૂણહરામ, તું હવે લુચ્ચો થઈ ગયો છે, તને કોણે બોલાવ્યો હતો? તારૂં કામ કર. (ચમકાવે છે.)

**જય.**—હું તો સમજ્યો કે હુકમ મુજબ મારે તો હરીને તેડી લાવવો તેથી એ ઘરમાં નહોતો તોપણ બજારમાં જઇ તેડી લાવ્યો.

**માધવ**—હવે રહેવા દે તારૂં ડહાપણ. પોતાની ભૂલ થઇ તે કબુલ કરતો નથી અને વચમાં નકામાં બહાના લાવ્યા કરે છે. આ લે ખડિયો કલમ, સુરતનો એક કાગળ લખી નાખ. મેં નકલ કરી રાખી છે. તેમાં કાંઇ સુધારો કરવો હોય તોતે કરી લખી નાખ.

**જય.**—મારો સ્કુલનો વખત થઇ ગયો છે. સાડા દસને બદલે સાડા અગિયાર થયા. તેમ વળી પરમ દહાડે અમારી પરીક્ષા છે. પછી તો આપની મરજી.

**માધવ**—બાળ તારી પરીક્ષાને. મેં તો આગળથી ધાર્યુંજ હતું કે તું એમ કહેવાનો. દરેક વાતમાં તકરાર લીધા વગર તને ચાલતુંજ નથી.

(હરી પ્રવેશ કરે છે.)

**માધવ**—આવો હરી. આટલો વખત લાગ્યો?

**હરી.**—ટપાળમાં કાગળ નાખવા ગયો હતો ત્યાંથી વળતાં રસ્તામાંજ એક સોદો થયો તેથી થોડી વાર રોકાવું પડ્યું. (જયશંકર તરફ જોઇ) કેમ, જયશંકર, તમે રડવા જેવા કેમ થઇ ગયા છો? માધવલાલ, તમે એને ધમકાવ્યો શું?

**માધવ**—હરી, હું શું કહું? આ છોકરો તો મને બહુ કનડે છે. પોતે અંગ્રેજી શીખ્યો છે, તેથી બીજા બધાને અવિચારી સમજે છે. જો કાંઇ

કામ ચિધું તો એ મારૂં વચન તો જરૂર લોપે. અને પછી જો પોતાની કાંઇ ચુક થઇ તો મારા બોલવામાં ખામી કાઢે. જુઓ, તમને તેડવા મેં મોકલ્યો તો એક કલાક લગાડયો. અને હમણા એને હું એક કાગળ લખવા કહું છું ત્યારે કહે મારો ઇસકોલનો વખત થયો.—રાખ તારી ઇસકોલને. હવે અમારે એવી ઇસકોલ પણ ન જોઇએ. અમારે તને વધારે ભણાવવો નથી.

**જય**—પરીક્ષા પરમ દહાડે છે તેથીજ મને એમ બોલવું પડે છે. નહીં તો એક દિવસ કદી સ્કુલમાં ન જવાય તોપણ ચિંતા નહીં. આ પરીક્ષામાં મને પહેલું ઇનામ રૂ૦ ૧૫ નું મળવાની બહુ આશા રહે છે.

**હરી.**—માધવભાઈ, ત્યારે તમે એમ કરો કે હમણા એને પરીક્ષા સુધી જવાદો. એમાં તમને લાભ છે. પછી જો તમારી ઉઠાડી લેવાની મરજી થાય તો ઉઠાડી લેજો. પણ હાલ એને જવાદો. મેં સાંભળ્યું છે કે માસ્તરની એના ઉપર સારી પ્રીતિ છે, તેથી ઘણું કરી એને ઇનામ મળશે. દેખીતો લાભ હાથથી શું કરવા ખોઇ દાઓ ?

**માધવ**—ઠીક છે. હમણા તો ઇસકોલમાં જા. (જયશંકર ખુશી થઈ જાય છે.)

—કેમ પછી મેં તમને કહ્યું હતું તે કામનું શું થયું ?

**હરી.**—હું નવલશા શેઠ સાથે નક્કી કરી આવ્યો છું, પંદર રૂપીઆ મહીનાના. તમારે દરરોજ રૂપસુંદરીને દોઢ કલાક શીખવવી.

**માધવ**—ત્યારે આતવારના તો જવું નહીં પડે ના ?

**હરી.**—આવતારનો દિવસ તમારો. એ વિષે મેં આગળથી કહી રાખ્યું છું.

**માધવ**—શાબાશ. ઠીક કીધું. પાંચેક રૂપીઆ તો ગાડીભાડાના થશે તો પણ રૂપીઆ દશ વધશે. આલ્યો તમારી મેહેનત માટે. (રૂપીઆ આપે છે.)

**હરી.**—વારૂં, ત્યારે મહેરબાન, હું રજા માગું છું.

(મેહેતાજી છોકરાઓને છુટી આપે છે. બેહુ જાય છે.)

**હરી.**—(સ્વગત) ઠીક છે. આજે રૂપીઆ આગયારનો હાથ માર્યો. રૂપીય પાંચ નવલશા પાસેથી. પાંચ દલાલીના. અને એક હમણાનો. એવા શિકાર રોજ હાથ લાગતા હોય તો હું લક્ષાધિપતિ બની જાઉં.

(રૂપીઆ ખણખણાવે છે.)

—અરે પૈસા માટે મેં કેવાં કેવાં કુકર્મો કર્યાં છે. હે જીવ, તુ માયાની જાળમાં ખૂબ લપટાઈ ગયો છે. રૌરવ નર્ક તારે માટે વાટ જોઇ રહ્યું હશે. અરે એ તો ગાંડાં લોકોની વાતો. નર્ક વળી શાનું ?

(જરા વાર વિચાર કરે

જગતમાં પૈસા એકઠા કરી ખૂબ મઝા કરો. ખાઓ, પીઓ, ચમન કરો.—પણ ચમન તે કેમ કરે? મનની અંદરજ અગ્નિ બળે છે. અહિંયાં નર્ક જોઇ લ્યો. હાય, હાય! જ્યારે મારાં કરેલાં અઘોર કર્મ યાદ આવે છે ત્યારે જાણે અંદરથી કોઇ છરી લઇ મારૂં કાળજું કાપતું હોય, તેવી વેદના થાય છે. આખા શરીરમાં, રગે રગ લાય લાય સળગી રહે છે. અરે રાત્રિ વખતે સ્વપ્નાં કેવાં ડરામણા આવે છે!—જા, જા, બીચકારા, સ્વપનાની વાત ઉપર શું વજન આપે છે?—હરી, હિમ્મત રાખ, આટલામા ડરી જઈશ તો પછી ઘોડા ગાડીમાં કેમ બેસશે?

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ.—માધવલાલનું ઘર.

(માધવલાલ અને જયશંકર વાતો કરતા દેખાવ દે છે.)

**માધવ**—તારી આશા સાચી ઠરી, તું ઇનામ લાવ્યો ખરો. શાબાશ છે તને.

**જય.**—હું આપને નહીં કહેતો હતો કે મને **સ્કુલમાંથી** નહીં ઉઠાડો. હવે તો મને **મેટ્રીક્યુલેશનની** પરીક્ષામાં જવા દેશો?

**માધવ**—નહીં. નહીં, હવે ઘણું થયું. વધારે ભણાવવું નથી.

**જય.**—જુઓ પિતાજી. મારી એક વાત માની, તો લાભ થયો. હવે બીજી માનો તો એથી પણ વધારે લાભ થાય.

**માધવ.**—વધારે શો લાભ થાય? અભિમાન તારામાં વધે એજ કે?

**જય.**—નહીં પિતાજી. વિદ્યાથી તો અભિમાન ઘટે. પણ હાલ એ વાત એક કોરે મુકીએ. એ પરીક્ષામાં સંસ્કૃત જાણનાર માટે બે **સ્કાલરશીપ** છે. તેમ બીજા વિષયોમાં પણ ત્રણચાર બીજી છે. એમાંથી ઘણું કરી એકાદ મને જડશે.

**માધવ**—સ્કાલરશીપ એટલે શું? હું કાંઈ એમાં સમજયો નહીં.

**જય.**—એ પરીક્ષામાં જે કોઈ સારા જવાબ આપશે તેને દર મહીને ચોકસ રકમ મળ્યા કરશે. એ નેમણુક કે પગાર તે **સ્કાલરશીપ**. **એમાંથી** કેટલીક બાર મહીના સુધી ચાલુ રહે અને કેટલીક બે ત્રણ વરસ સુધી મળ્યા કરે. કોઈ પંદરની, કોઈ વીસની, કોઇ પચીશની, એવી રીતે દર મહિને મળે.

**માધવ**—હં ! દર મહીને મળે ? એ તો ઠીક. (જરા વાર વિચારમાં પડી) પણ નહીં, તને વધારે ભણવા ન દેવો, એવો મેં નક્કી વિચાર કર્યો છે.

**જય**.—પિતાજી મારી કોઇ ચુક થઇ હોય તો ક્ષમા કરો. મારી વાત જરા ધ્યાનપર લ્યો.

**માધવ**—નહીં. તેમ થશે નહીં. મેં ઘણું એ જોયું. બહુએ વિચાર કર્યો.

(જયશંકર નિરાશ થઇ બિછાને પડી રહે છે. માધવલાલ ઉઠી જાય છે.)

**માધવ**—(સ્વગત) એની વાત કાંઈ કાંઈ તો મને ઠીક લાગે છે. પણ મને સામા જવાબ દે છે એ મને બહુ ખોટું લાગે છે. એ વાતમાં મહીપતરામનું મત પૂછું તો ઠીક.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ.—કોટ, મહીપતરામની આફીસ.

(મહીપતરામ પુસ્તક વાંચે છે. માધવલાલ પ્રવેશ કરે છે.)

**મહીપત**—આવો માધવલાલ, તમે આજે અંહી આવવાનો શ્રમ લીધો ? આનંદમાં તો ખરા ?

**માધવ**—હા સાહેબ, અને આપ દીઠે વિશેષ. એક વાતમાં આપની સલાહ લેવા આવ્યો છું.

**મહીપત**.—બેસો, બેસો, વાત કરો. (ભોંયપર બેસવા જાય છે.) નહીં, નહીં. આ કુરસી ઉપર બેસો. (કુરસી ઉપર બેસાડે છે.)–કહો હવે.

**માધવ**—મારા દીકરા જયશંકરને આપ ઓળખતા હશો.

**મહીપત**.—હા હું સારી રીતે ઓળખું છું. છોકરો બહુ ચંચળ છે. એક વરસ ઉપર મેં એની પરીક્ષા લીધી હતી અને તેમાં એને બધા વિષયોમાં ઇનામ મળ્યું હતું.

**માધવ**—એને નિશાળમાંથી ઉઠાડી લેવાની મારી મરજી છે.

**મહીપત**.—કેમ શું કરવા ઉઠાડી લેઓછો ? શું તમને પૈસાની તાણ છે ?

**માધવ**—ઇશ્વરકૃપાથી પૈસાની તાણ તો નથી. પણ તેમ કરવાનાં બીજાં કારણો છે.

**મહીપત**.—વિસ્તારીને મને કારણ કહી સંભળાવો.

**માધવ**—અંગ્રેજી વધારે શીખ્યાથી છોકરા વંઠી જાય છે. એક તો તેઓ નાસ્તિક બની જાય છે, બીજું તેઓ અભિમાની થાય છે. ત્રીજું

હઠીલા બને છે; પોતામાંજ બુદ્ધિ સમજે છે; બીજાઓને તો મૂર્ખ ગણે છે.

**મહીપત.**—(હસીને) ત્યારે મને પણ તમે એજ વર્ગમાં ગણતા હશો.

**માધવ**--સાહેબ, આપ તો દેવતા છો. આપની વાત છોડી દો. આપનો દાખલો જોવાથકીજ મારા અભિપ્રાયમાં શંકા પડે છે.

**મહીપત**—સાંભળો ત્યારે, તમે પૂર્ણ વિદ્યા ઉપર ત્રણ દોષ ચઢાવો છો. **૧. વધારે અંગ્રેજી ભણ્યાથી નાસ્તિક થવાય છે.** એમ નથી. થોડું શીખ્યાથી એ બગાડ થાય છે. જ્યારે મન માનવશક્તિના થોડા ઘણા ચમત્કાર જુએછે ત્યારે એમજ સમજી જાય છે કે માણસ બધુંએ કરી શકે છે અને ઇશ્વર એવું કાંઇ છેજ નહી. પણ જ્યારે તે ઊંડો અભ્યાસ કરે છે ત્યારે તેને માલમ પડે છે કે ઘણીક બાબતોમાં મોટા મોટા વિદ્વજ્જનો અને પંડિતો ગોથાં ખાઇ રહે છે. વળી પ્રાણીવિદ્યા, પદાર્થવિજ્ઞાન, ઇત્યાદિ શાસ્ત્રના અધ્યયનથી સિદ્ધ થાય છે કે સૃષ્ટિ રચના ઘણે પ્રકારે ચોકસ હેતુથી કરવામાં આવી છે. દૃષ્ટાંતઃવાછરડું જન્મે છે કે તરત ધાવવા મંડી જાય છે. એ બુદ્ધિ એને ક્યાંથી આવી? સ્ત્રીને પ્રસવ થવાનો કાળ પાસે આવતો જાય છે કે સ્તનમાં દુધ ભરાતું જાય છે. શારીરિક વ્યવસ્થા જોતાં ઇશ્વરી ડહાપણ અને વિવેક સ્પષ્ટ જણાઇ આવે છે. સારાંશ કે કારણનું કારણ અને તેનું કારણ એમ શોધતાં શોધતાં, અંતે એ કારણોની સાંકળ આપણને ઇશ્વર આગળ લાવી મુકે છે. અંગ્રેજોમાં **લાર્ડબેકન** નામનો એક મોટો ફિલસુફ થઇ ગયો છે તેણે કહ્યું છે કે A little philosophy turneth away men's mind from religion; but depth in philosophy bringeth it back to religion.**અર્થ**—થોડી ફિલસુફીથી માણસનું મન ધર્મથી દૂર ખસી જાય છે; પણ ફિલસુફીના ઊંડા અભ્યાસથી તે (મન) પાછું ધર્મ તરફ વળે છે." **૨ બીજું તમે કહો છો કે વિદ્યાથી અભિમાન આવે છે**, પણ તેમ નથી. થોડા જ્ઞાનથી માણસ મદોન્મત બને છે. જુઓ ભરેલો ઘડો છલકતો નથી, પણ અધુરો છલકે છે. પોપ નામનો અંગ્રેજી કવિ કહી ગયો છેઃ—

"A little learning is a dangerous thing;
Drink deep or taste not the Pierean stream.
Thier shallow draughts intoxicate the brain
But drinking deeply sobers us again."

**અર્થ**—અલ્પ જ્ઞાન હાનિકારક છે. વિદ્યારૂપી ઝરામાંથી કાંતો મોટા ગોટપીવો, ને કાંતો પીવોજ નહીં. એ ઝરામાંથી થોડું પીધાથી મગજમાં કેફ આવે છે. પરંતુ પુષ્કળ પીધાથી ફરી શુદ્ધિ આવે છે એટલે કે અભિમાન ઉતરી જાય છે. વળી જુઓ નીતિશતકમા પણ એનેજ અનુસરતું કહ્યું છે:—

यदाकिंचिदज्ञोहं द्विपइव मदान्धः समभवम् ।
तदासर्वज्ञोस्मीत्यभवदवलिप्तं ममंमनः ॥
यदाकिंचित्किंचिद्बुधजनसकाशादवगतम् ।
तदामूर्खोऽस्मीति ज्वरइवमदोमे व्यपगतः ॥

**અર્થ**—જ્યારે હું થોડું ભણ્યો ત્યારે હું મસ્ત હાથીના જેવો ગર્વિષ્ટ બન્યો. અને હું સર્વજ્ઞ છું એવું મારા મનાવષે અભિમાન થયું. જ્યારે હું ડાહ્યા લોકોની સંગતમાં વધારે ભણ્યો ત્યારે મેં મારી ભુલ જોઈ અને મારો અભિમાન રૂપી તાપ ઉતરી ગયો.

૩. ત્રીજું, "વધારે ભણ્યાથી હઠીલાઈ આવે છે." એ તમારૂં કહેવું વિચિત્ર છે, કેમકે વધારે ભણ્યાથી મન હઠીલું થવાને બદલે, નમ્રતા ગ્રહણ કરે છે. એને માટે **શેખસાદી** નામના પ્રખ્યાત ફારસી કવિએ અચ્છો દાખલો આપ્યો છે કે ઝાડમાં વધારે મેવો થતો જાય છે, તેમ તેમ ડાખળીઓ નીચી નમતી જાય છે તેવીજ રીતે મનમાં વિદ્યાનો વધારો થયે તેમાં નરમાસ આવતી જાય છે. બાકી તો કેટલોક આધાર પાત્ર ઉપર છે. હિંગના પાત્રમાં જો અતર નાખશું તો તેથી કાંઈ હિંગનો દુર્ગંધ જવાનો નથી પણ ઉલટું અતર બગડશે. પરંતુ એમાં એટલું કહેવાઈ શકાય કે હિંગના પ્રમાણમાં જો અતર બહુજ વધારે હોય તો હું ધારૂં છું કે એની વાસ નાશ પામવાની. જુઓ. માણસ છે તે ત્રણ બળનું મિશ્રણ છે; અને જે જે કાર્ય માણસથકી નીપજે છે તે એ ત્રણેની મેળવણીમાંથી નીપજે છે. **કુદરત, કેલવણી, અને આસપાસના સંજોગ.** એ ત્રણમાંથી જેની મેળવણી વધારે થાય તેની અસર કાર્યમાં વધારે જોવામાં આવે. કેળવણી જેમ બને તેમ બીજા બળો ઉપર સારી અસર પોંહચાડવા પ્રયત્ન કરે. પણ બીજા બે બળ જો પ્રબળ થઈ જાય તો કેળવણી બાપડી નાચાર. તેથી એ વાંક કાંઈ કેળવણીનો ન ગણાય.

**માધવ**—તમારા ઉત્તમ સંભાષણથી મારી ખાત્રી થતી જાય છે.

**મહીપત**—ઉપરાંત એટલું પણ મારે કહેવું જોઇએ કે જેમ દરેક વસ્તુનો સારો તેમજ નઠારો ઉપયોગ પણ થઈ શકે છે તેવીજ રીતે વિદ્યાનો પણ સમજવો. દુધ દહીં ઇત્યાદિ જણસો અમૃત સમાન છે પણ તેનો ગેર ઉપયોગ કર્યો હોય, તો તે વિખ સમાન થઈ પડે છે. તમે જયશંકર વાસ્તે ફરિયાદ કરોછો તે સાચી વાત હશે. એ હજી કાચી બુદ્ધિનો છે તેથી કોઈ વખત સામો થયો હશે પરંતુ એનો જાતી સ્વભાવ ઘણો સારો છે. બીજા છોકરાઓને મ્હોડે મેં એનાં વખાણ સાંભળ્યાં છે. માટે તમે જરાપણ સંદેહ રાખ્યા વગર એને સ્કુલમાં મોકલજો, અને આતવારના મારી આગળ આવવા કેહજો. હું એને સારી સમજુતી આપીશ.

**માધવ**—હવે મારી પૂરેપૂરી ખાત્રી થઇ. ખચિત એને ઇસ્કોલમાં મોકલીશ; અને આતવારના તમારી પાસે આવવા કહીશ. હવે રજા છે?

**મહીપત**—તમને પણ મારે એટલી સૂચના કરવી જોઇએ કે બને ત્યાંસુધી એ અભ્યાસ કરતો હોય ત્યારે કામ ન બતાવવું. જો ઘણી અગત્ય હોય તોજ કામ બતાવવું. વળી ધમકાવવાનું પણ જરા ઓછું રાખવું. જો ખરેખર એનો વાંક માલમ પડે તો પુરતી તપાસ કર્યા પછી ધમકાવવો; કેમકે ઘડી ઘડી તમે ધમકાવશો તો તમારા ધમકાવવાની જોઇતી અસર નહીં થશે, અને તેમ તમારા તરફ માનની નજરથી એ જુએ છે તેમાં સ્વાભાવિક રીતે ઘટાડો થઈ જશે.

**માધવ**—વારૂ સાહેબ, હવે હું રજા લઉં છું, મેહેરબાન.

**મહીપત**—મેહેરબાન. આવજો.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ.—રસ્તો.

(હરી અને ભૂપત સામસામાં પ્રવેશ કરે છે.)

**ભુપત**—અલ્યા હરી ક્યાં ગયો હતો? હવે તો તારાં દર્શન પણ નથી થતાં!

**હરી**—હું માધવલાલ મેહેતાજી પાસે ગયો હતો. પેલો ધનાઢ્ય નવલરામ જેને નવલશાહ કરી કહે છે તેની દીકરી રૂપસુંદરીને શીખવવાનું એને સારૂ નક્કી કરી કહેવા ગયો હતો. પગાર રૂપીયા પંદર ઠરાવ્યા છે.

**ભુપત**—જા, જા, તારે મારી સાથ તો વાત કરવી હતી. હું એને શીખવવા જાત. હવે એ સારૂં અસારૂં થઈ શકશે?

હરી—એ વાત તો મુશ્કેલ છે; પણ રૂપીઆ પચીસ રોકડા આપે તો પછી જોઈ લે મજા! કેમ છે મરજી?

ભુપત—હા ભાઈ, હું પચીસ આપવા તૈયાર છું પણ પાછળથી આપું.

હરી—પાછળથી તું ન આપે તો હું શું કરૂં?

( દુરથી અવાજ આવે છે "પાંચ લાખ પચાસ હજાર પૂરા." )

અરે એ તો દેવા ગાંડીઆનો અવાજ છે.

ભુપત—મારી પાસેથી એ બાબતનું લખત કરી લે; પછી કાંઈ છે?

હરી—લખવાની બાબતમાં તારાથી ન પોહોંચાય. તું તો લુચ્ચો છે.

( અવાજ.—"પાંચ લાખ પચાસ હજાર પૂરા." )

જોને આ દેવજીશા સાડાપાંચ લાખની આસામીને તેં કેવો બેહાલ કરી મુક્યો. તું તો બડો લાયર છે. એ બિચારાએ તારી ઉપર ફરિયાદી માંડી તે પણ તેં કોઈ ચમત્કારિક લા પાઈન્ટ કાઢી ઉરાડી મૂકી. નખોદીઆ, તેં એનું સત્યાનાસ વાળ્યું.

ભુપત—તારા જેવો કસાઈ તો નહી. પચાસ રૂપીઆના ઘરણાં માટે બિચારાના દિકરાનો જીવ લીધો.

હરી—એ તું શું બકે છે?

ભુપત—હેડે જરા હાથ મૂકી જો. તું એમ નં સમજતો કે મને એ વાતની ખબર નથી; મારી પાસે એ બાબતની સાબેતી છે.

હરી—જો ભાઇ હું તારી પાસથી માગી લઊં છું કે એ બાબત ચુપ રહેવું. ( આસપાસ નજર કરી ) કોઇ સાંભળી જશે. તને ખબર નથી કે ભીંતમાં જેટલાં કાણાં છે તે બધા કાન છે.

ભુપત—પણ તને ખબર નથી કે ચુપકી વાસ્તે દામ બેસે છે?

( ગાંડીઓ દાખલ થાય છે. )

ગાંડીઓ— દુનિયા દો રંગી! દુનિયાસે લગે ધોકા!
ટુક નિગાહ ચૂકી માલ હરામિં ચોકા.

ખરાબ માડુ,* ખરાબ માડુ, લુચ્ચા ચોર.

હરી—લે ભાઈ આ પાંચ રૂપીઆ, સંતોષ પામો.

ભુપત—પાંચ રૂપીઆંથી શું થાય? કાંઈ દાનબાન કરે છે કે?

( ફેંકી દે છે. )

હરી—લે આ પંદર ત્યારે. મારી પાસે હમણા વધારે નથી. ભાઇ ભૂપત, વાત છાની રાખજે, હો. ( જાય છે. )

---

* માણસ.

**ભુપત**—(સ્વગત) એટલું આખાથી એ મારી પાસેથી છુટવાનો નથી. હું એની પાસેથી બીજી વખતે વધારે ઓકાવીશ.　　　(જાય છે.)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ.—મહીપતરામની આફીસ.

(મહીપતરામ લખે છે. જયશંકર પ્રવેશ કરે છે.)

**જયશંકર**—સાહેબ, મહેરબાન.

**મહીપત**—આવો, જયશંકર. આ કુરસી ઉપર બેસો.

**જય.**—નહીં સાહેબ, હું ઉભોજ રહું છું.

**મહીપત**—એમ નહીં, આ કુરસી ઉપર બેસો (લખવાનું પડતું મુકી)-તમાર પિતાજીની વાત સાંભળી હું દિલગીર છું કે તમે તમારા પિતાજીની આજ્ઞા માન્ય કરતા નથી. અને એમની સામે તકરાર લેઓ છો. તમે ભણ્યા તે બધું ભૂલી ગયા કે? પિતાના આભાર કેટલા છે તે શું તમે વિસરી ગયા? તમે તો સુજ્ઞ છો તેથી તમારા પિતાએ કેવાં કેવાં કષ્ટ વેઠી, તમને પાળી પોષી, ઉત્તમ કેળવણી આપી તે કહેવાની મારે કાંઇ અગત્ય નથી. જો એવી રીતની તમારી વર્ત્તણુક હોય તો તમે ઠપકાને પાત્ર થાઓ છો; અને તમારે તમારી ચાલ જલદી સુધારવી જોઇએ.

**જય.**—સાહેબ, એટલું ખરૂં કે મારા પિતાજી મારો સ્કુલનો વખત થઇ ગયો હોય તે સમયે કાંઈ મને કામ સોંપે તો મને બહુ વસમું લાગે છે અને તેથી તે કરવા મારી નાખુશી જણાવું છું પરંતુ તે નહીંજ કરીશ એવું તો મેં કોઈ કાળે કહ્યું નથી.

**મહીપત**—એ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે ભણવા ઉપર તમારો પૂર્ણ ભાવ છે; ગમે તેમ હો તથાપિ તમારા પિતા પ્રત્યે તમારે બહુ માન પૂર્વક બોલવું જોઇએ; એમનું દિલ ન દુખાવવા તમારે બનતો પ્રયત્ન કરવો; અને એમને પણ મેં ભલામણ કરી છે કે તમારા અભ્યાસમાં હરકત પડે તેવે વખતે તમને કામ ન સોંપે.

**જય.**—આપે મારા પિતાજીને જે ભલામણ કરીછે તે માટે આપનો ઉપકાર થયો છે, અને મને ફરી સ્કુલમાં મોકલવા એમને સલાહ આપી તે વાસ્તે એથી પણ અધિક થયો છે. મારાથી કોઇ વાર ધમકી સહન ન થઈ શકવાથી સામે બોલાઈ જાય છે. તેવિષે હવે વધારે સંભાળ લઇશ અને આપના કહ્યા મુજબ વર્ત્તવા પ્રયત્ન કરીશ.

**મહીપત**—તેમ વર્ત્તશો તો તમારા લાભની વાત છે.

**જય.**—સાહેબ, ત્યારે હું રજા લઉં છું.

**મહીપત**—ભૂપતને મળવું હોય તો તે પાસેની ઓરડીમાં છે.

**જય.**—મને સામે જરા કામ છે ત્યાં જઈ આવી હું ભુપતને મળીશ.

( જયશંકર જાય છે. )

( ભૂપત વિચાર કરે છે. )

અરે મારી એક યુક્તિ તો નિષ્ફળ ગઇ! મારી યુક્તિ નિષ્ફળ જાય એ તો પેહેલીજ વાર બન્યું છે. હોય, એ રીતે નહીં તો બીજી રીતે વેર લઇશ. પણ કાંઇ મુકવાનો છું? હું તે વખતે હોત તો મારા શેઠની સાથે એની વાતચિત પણ થવા દેત નહીં. પણ હવે થયું તે તો થયું. હવે બીજો કોઈ ઉપાય લઇશ. હમણા એ છોકરો મારા શેઠની સાથે વાત કરે છે. મારી પાસે આવશે ખરો. હું એને બરાબર ઠેકાણે લાવીશ. એ કાલનો છોકરો શું સમજે?

( જયશંકર પ્રવેશ કરે છે. )

**ભુપત**—આવો જયશંકર, કેમ હવે તો તમારા પિતાજી તમને સ્કુલમાં મોકલે છે ના?

**જય.**—હા તમારા શેઠ મહીપતરામના પ્રતાપથી સહુ સારાં વાનાં થયાં.

**ભુપત**—હું ઘણો ખુશી થયો. મહીપતરામે સમજાવ્યું તે પેહેલાં મેં પણ તમારા પિતાને સમજાવ્યું હતું. મેં એમને કહ્યું કે જયશંકરનું શીખવા ઉપર બહુ ધ્યાન છે માટે હમણા એને ઉઠાડવો ન જોઇએ. થોડી ઘણી અસર તો થઇ હતી પણ મને જણાયું કે હજી પુરી અસર નથી થઈ તેથી છેલ્લે મેં કહ્યું કે તમે એમ કરો તે પેહેલાં પૂર્ણ વિચાર કરજો.

**જય.**—ભાઈ ભુપત તારો ઉપકાર થયો. તમે એમ કહ્યું તેથીજ તમારા શેઠની સલાહ લેવાનો એમનો વિચાર થયો હશે.

**ભુપત**—એમાં ઉપકાર શાનો? હું તો મારી મતલબ વાસ્તે કરતો હતો કે જો મારો મિત્ર શીખે તો કોઇ વખતે મને કામ આવશે. કેમ તમે જજ કે માજીસ્ટ્રેટ થાઓ તો મને હેડકલાર્ક તરીકે રાખો કે નહીં?

**જય.**—શું કરવા ન રાખું. તમને ન રાખું તો કોને રાખું? પણ તમારી બુદ્ધિ એવી છે કે ઉલટા તમે મને નોકરીએ લગાડી શકો.

**ભુપત**—ઠીક છે હું તારી ગત સમજું છું. એમ કહી વાતજ ઉરાડી દેવી.

**જય.**—હવે મશ્કરી એક કોરે મુકીએ. ભાઈ ભૂપત તમને એક સલાહ પૂછવી છે; તમે મારા સાચા મિત્ર છો તેથીજ હું પુછું છું.

**ભુપત**—હા તમે મને ન પુછો તો કોને પુછો? શું પુછવું છે, બોલો.

**જય.**—તમે જાણો છો કે હું ગયે આતવારે ગુણસુંદરી પાસે ગયો હતો. અને અમારી વચ્ચે જે વાતચિત થઇ તે ઉપરથી મને શંકા રહે છે કે હું જેમ પ્રીતિ રાખું છું તેમ એ મારા ઉપર પ્રીતિ રાખે છે કે નહીં. તમારી સાથે તે પછી કાંઈ વાતચિત થઇ હશે માટે તમારો કેવો અભિપ્રાય છે તે જણાવશો.

**ભુપત**—તમારી એ બહુ તારીફ કરતી હતી. અને પાકમાળામાંથી તમે જે ભાષાંતર કરી સંભળાવ્યું તે એને સ્પષ્ટ રીતે સમજાયું.

**જય.**—બીજું કાંઇ મારે વાસ્તે બોલી હતી?

**ભુપત**—બીજું પણ કાંઇ બોલી હતી પણ મને બરાબર યાદ નથી.

**જય.**—મારે વાસ્તે બધું સારૂંજ બોલી હતી કે તેથી વિરૂદ્ધ પણ બોલી હતી?

**ભુપત**—હા હવે મને યાદ આવ્યું. "હુશિયાર તો છે પણ જરા વિવેક ઓછો છે."

**જય.**—એમ મારે વાસ્તે બોલી? (નિસાસો નાખે છે.)

**ભુપત**—હું બોલ્યો તો ખરો પણ મારે બોલવું ન જોઇતું હતું. મિત્રને ખેદ ઉત્પાદક કારણ થઈ પડે એવું મારે બોલવુંજ ન હતું.

**જય.**—નહીં ભાઇ તેં તો ઠીક કર્યું. મિથ્યા આશા રાખવી તેમાં શો માલ? તમે તો મિત્રની ફરજ બજાવી.

**ભુપત**—તમારે તદન નિરાશ ન થવું. હું તમારા વાસ્તે સારા વિચાર ઠસાવવાની તજવીજ કરીશ. હળવે હળવે કદાચ બની શકે.

**જય.**—હું તમારો બહુ આભારી થયો છુ. પણ એમાં હવે આશા થોડી. (જાય છે.)

**ભુપત**—(સ્વગત મૂછ ઉપર હાથ દઇ.) બચ્ચા, તું ક્યાં ભૂલ્યો છે? મારા પ્યારની વચ્ચે તું આવે છે કે? જોજે હવે ભૂપતનો ભડાકો. ભડાકાની સાથે કડાકો થશે તેમાં તારા કકડે કકડા થઈ જશે. હવે મને વિચાર સુજયો છે; એને હું જુગારના ફંદમાં નાખી દઊં. પછી બીજાં વ્યસનો એ પોતાની મેળે શીખી લેશે. (લખવા માંડે છે.)

—અરે હવે તો ફકત પા કલાક રહ્યો. મારે તો હજી આની નકલ ઉતારવી છે. (લખી રહી.)

બાકી માત્ર આઠ મિનિટ રહી છે. સિપાઇ જો જલદી જશે તોજ વેળાસર પોંહોચસે. (સિપાઇને બોલાવે છે.)

(દાદર પાસે જઇ.) શેઠે એને કામે મોકલ્યો હશે. મારે પોતાને જવું પડશે.

( નારાયણ પ્રવેશ કરે છે. )

**ભુપત**—કેમ નારાયણ આ ટાણે?

**નારાયણ**—ભાઈ તમારા સરખું કામ પડ્યું છે.

**ભુપત**—તારી વાત નિરાંતે કહી સમજાવજે; હમણા એક કામકર. આફી-સનો સિપાહી બાહાર ગયો છે. આ કાગળ પોસ્ટ આફીસમાં નાખી આવ. જો સામે રહી પોસ્ટ આફીસ. દોડતો જજે, ફકત પાંચજ મિનિટ રહી છે. ( જાય છે. )

(સ્વગત) આ છોકરો તે વળી અહીં શું કામ લાવ્યો હશે? માધવ-લાલની નિશાળે એ જાય છે. એને લગતું તો કાંઇ કામ નહીં હોય? એ મેહેતાજીએ મારી યુક્તિ નિષ્ફળ કરી તે માટે મને ઘણું લાગે છે.

(બારી પાસે જઇ) એણે કાગળ નાખ્યો ખરો. એ નહીં આવ્યો હોત તો મારે પોતાને દોડવું પડત. છોકરો છે હુશિયાર. જોઇએ એ શું કામ લાવ્યો છે? હવે એટલામાં આવી પણ પહોંચ્યો.

( નારાયણ દાખલ થાય છે. )

તેં ઠીક ઝડપ કરી. બોલ હવે શું કામ છે.

**નારાયણ**—અમારો મેહેતાજી અમારા ઉપર જુલમ કરે છે. તેહેવારને દહાડે પણ અમને પૂરી રજા નથી આપતો; એટલુજ નહીં પણ અમને બહુ માર મારે છે; એને વાસ્તે કાંઇ ઓસડ વાટવું જોઇએ.

**ભુપત**—અરે સિપાહી હજી આવ્યો નહીં. સાહી ખલાસ થઇ છે. સામે વોરાની દુકાનેથી સાહી લઇ આવશે કે? પછી જો હું કેવી યુક્તિ બતાવું છું.

**નારાયણ**—આપો. હું લઈ આવું. ( જાય છે. )

(જતાં જતાં સ્વગત.) વેઠતો એ બહુ કરાવેછે, પણ કાંઇ ઉપાય બતાવશે ખરો.

**ભુપત**—(સ્વગત.) ભાવતું હતું ને વૈદે બતાવ્યું. હવે એનો ઘાટ ઘડીશ. એ પણ એક વેર લેવાની રીતિ છે.

( નારાયણ સાહી લઇ આવે છે. )

ભાઇ ભુપત, હવે મને કોઇ મંત્ર બતાવ કે જે સાધ્યાથકી અમને રજા મળે.

**ભુપત**—મંત્ર તો કાનમાં કહેવાય. આવ, પાસે આવ.

**નારાયણ**—સમજ્યો.-ઠીક; એ તો બહુ સરસ. મારો ફેરો સફળ થયો. મેં ધાર્યુંજ હતું કે તારા ઉત્તમ મગજમાંથી કાંઇને કાંઇ તાલ નીકળશે. મારૂં કામ થયું હવે હું જાઉં છું.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ.—મેહેતા ની નિશાળ.

(છોકરાઓ આંક લખે છે.)

**માધવ.**—છોકરાઓ, હિમ્મત કરો તો મેહેતાજી વાસ્તે આંબાના પૈસા થઈ જાય. દોઢિયું દોઢિયું કાઢશો તોપણ પૂરૂં થઈ જશે. આ અહીં રૂમાલ પાથરૂં છું, જેની મરજીમાં આવે તે તેટલું નાખે.

(ત્રણ ચાર દોઢિયાં પડે છે.)

**માધવ.**—(એક છોકરો અડધી નાખે છે તેને અટકાવીને) દોઢિયા કરતાં કોઈએ ઓછું ન નાખવું. તારી પાસે વધારે નહીં હોય તો કાંઈ ચિંતા નહીં; ગમે તો દુકાની નારાયણ પાસેથી ઉધારી લે. (દોઢિયું પુરૂં કરી નાખે છે.)

(એક ઘીવાળો પ્રવેશ કરે છે.)

**ઘીવાળો**—મેહેતાજી સાહેબ, તમે ઘી ખાંડ વગેરે ચીજો મારી દુકાનેથી ખરીદી તેનો આંકડો લાવ્યો છું.

**માધવ.**—ઠીક છે આંકડો મૂકી જા. કાલે આવજે.

**ઘીવાળો**—મેહેતાજી સાહેબ, તમારો ચેહેરો આજે બહુ ફીકો પડી ગયો છે. જાણે તાપ આવતો હોય એવું મ્હોંઉપરથી જણાય છે.

**માધવ.**—નહીં, નહીં, મને તાપ નથી; એ તો તમને અમસ્થું એમ ભાસે છે. (ઘીવાળો જાય છે.)

**નારાયણ**—સાહેબ મને પણ એમજ ભાસતું હતું પણ તમને કહેવાની હિમ્મત ચાલી નહીં.

**માધવ.**—(સ્વગત) મેં આજ સવારના વતું કરાવી ખાંડ અને દહીં ખાધું હતું કદાચ તેથી તો ન હોય? (માથું હલાવે છે.) નહીં, એમ તો ન હોય, એ ઘીવાળાને અમસ્થું એમ લાગે છે. એવી રીતે દહીં તો મેં ઘણી વખતે ખાધું છે.

(એક છીટવાળો દાખલ થાય છે.)

**છીટવાળો**—મેહેતાજી આ છીટ બહુ સારી છે તમારે લેવાલાયક છે. અરે મેહેતાજી, તમારા ચેહેરા ઉપર આટલી પિળાશ—ખરેખર તમારા જીવને આજે ઠીક નથી.

**માધવ.**—હા ભાઈ મને પણ કાંઈક એવું જણાય છે ખરૂં. તાપ આવશે એવું લાગે છે. ભાઇ, તું કાલે આવજે.—છોકરાઓ આજે મારૂં શરીર ઠીક નથી માટે તમને રજા આપું છું.

(મેહેતાજી જાય છે તેની પાછળ છોકરાઓ પણ જાય છે.)

**નારાયણ**—(નાચતો નાચતો.) જો ભાઈ અમરતલાલ, આજે મેહેતાજીને કેવો ભમાવ્યો? કામ બધું યુક્તિથી સિદ્ધ થાય.

**અમરતલાલ**—હં એકકું ઠીક બેસાડ્યું. જુવોતો ખરા બધી નિશાળોમાં રજા અને આપણને સજા. આખો દિવસ મોટી ચાહયાજ કરે. ખરેખર આપણી ઉપર તો જુલમ છે. એનો મિઝાજ બહુ ગરમ છે. જોને પોતાના દીકરાને એ કેવો ધમકાવે છે! અભાગ્યો જયશંકર! કેવો ભલો અને શાણો છે!

**નારાયણ**—ચાલો હવે ઘેર જઈએ. એનો બદલો એને ઠીક જડચો છે.

(જાય છે.)

---

# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ.—નવલરામનું ઘર.

(મેહેતાજી રૂપસુંદરીને શીખવે છે.)

**માધવ.**—બોલ, કને કંઈ નહી ક, કને કાનો કા;

**રૂપ.**—હું તો એમાં કાંઇ સમજતી નથી.

**માધવ.**—એમાં શું સમજતી નથી? કને કંઇ નહી ક, કને કાનો આવે તો કા થાય.

**રૂપ.**—(પોતાના નોકરને.) ઘેલુ, આ પોપટ ક્યારનો ભુખ્યો છે; એને અભેરાઇ ઉપર પેરૂ છે તે આપ.

**માધવ.**—જો બચા, ધ્યાન રાખ; કને કાનો આવે તો કા થાય.

**રૂપ.**—(મેહેતાજી તરફ ફરી.) કા તે શું હશે?

**માધવ.**—મૂરખી, કા તે કા. કા તે વળી હશે શું કી નહી ને કુ પણ નહી.

**રૂપ.**—મોં સંભાળીને બોલજો. ખબરદાર ગાળો આપી છે તો. મને તમે મૂરખી કહી! ઠીક છે, મારા પિતાજીને કહી તમારી જીભ પણ કઢાવી નાખીશ.—પડો પોપટજી શ્રી ભગવાન.

**માધવ.**—જો બાપુ એમ રીસ ન કરીએ, છ મહીના થયા હજી તો બારાખડી પણ આવડતી નથી; અરે બારાખડીને તે ક્યાં રડીએ? હજી કકો બખો પણ પૂરો પાધરો આવડતો નથી.

રૂપ.—તમારા જેવા મેહેતાજી હોય તો એમજ થાય.

માધવ.—મેહેતાજી શું પોતાનું કપાળ ફોડે? તું લક્ષજ ક્યાં આપે છે? જોને હમણા તને શીખવું છું તેમાં વળી તને પોપટ યાદ આવે છે.

રૂપ.—ત્યારે શું તમારે વાસ્તે પોપટને મરવા દઉં કે? જાઓ, હું તમારી પાસે નથી શીખવાની. બાકી તમારા દીકરાનાં મેં વખાણ સાંભળ્યાં છે. તે જો શીખવવા આવે તો શીખું.

(માધવ ઉઠી જાય છે. રૂપ સુંદરી ગોબરા જેવું મોં કરી ખુણે રૂસાઇ બેસે છે.)

(નવલરામ પ્રવેશ કરે છે.)

નવલ.—કેમ બેટા, આજે ઉદાસ કેમ બેઠી છો? બોલ, જે તને જોઇએ તે પલમાં લાવી આપું. આજે સવારના તારૂં મુખડું જોઇ ન શકયો તેથી મારૂં મન ઉચ્ચાટમાં રહેતું હતું તેટલા માટે હું હમેશના કરતાં વહેલો આવ્યો. બચ્ચા, બોલતી કેમ નથી? જો, તારા પોપટ વાસ્તે તેં રૂપાનું પાંજરૂં ખરીદવા કહ્યું હતું તે આ રહ્યું. (એક નોકર પાંજરૂં લાવે છે) ઝટ બોલી દે, શું થયું છે? હસીને મારી સાથે વાતતો કર. તને હસતી જોઇ મારૂં મન પ્રફુલ્લિત થશે.　　(રૂપસુંદરી ડચકાં ખાઇ રડે છે.)

બોલતો ખરી શું છે તે? વાર ના લગાડ.

રૂપ.—બા-પા,-આજે મે-હ-તાએ મને ધમકાવી.

નવલ.—શું એણે તને ધમકાવી?

રૂપ.—હા બાપા, અને એ માધીઆએ મને મૂરખી કહી. જ્યારે તમારી એને ધાસ્તી નથી ત્યારેજ આવી રીતે મને ગાળો ભાંડે છે. જો આજે મારી મા જીવતી હોત તો કોઇ મને ધમકાવી શકત? મુઓ એ બહુ છકી ગયો છે.

નવલ.—હું હમણાજ એને તેડી તારી રૂબરૂમાં એને ધમધમાવીશ.

(બારણા આગલ જઇ.)

જમાલખાં તુમ જાઓ, ઓર અપને મેહેતાજીકુ જલદી બોલા લાઓ.

જમાલખાં—અચ્છા, સાહેબ

રૂપ.—બાપા હવે હું વધારે ભણવાની નથી.

નવલ.—બચ્ચા, એ ‸ કરીએ. તું હજી શું ભણી છો? હજી કાલેજ મેહેતાજી મને કહેતા હતા કે તું બારાખડીએ જાણતી નથી.

રૂપ.—જો તમારી ભણાવવાની ઇચ્છાજ હોય તો એ માધવલાલનો દીકરો છે તેને ભણાવવાનું કહો. મેં સાંભળ્યું છે કે એ ઘણો હુશિયાર છે.

આ વરસે મોટી પરીક્ષા પાસ કરવાનો છે. એને ઇનામ પણ બહુ મળ્યાં છે. (માધવલાલ પ્રવેશ કરે છે.)

નવલ.—કેમરે મેહેતાજી તમે મારી લાડકવાઇને કેમ ધમકાવી?

માધવ.—સાહેબ, એમાં મારી કસુર લગાર પણ નથી. હું એને ભણાવતો હતો તે ઉપર બિલકુલ લક્ષ ન દેતા પોપટને આ આપો, તે આપો, એમ નોકરોને કહ્યા કરે તેથી મારે ધમકાવવાની ફરજ પડી.

નવલ.—મેહેતાજી તમે આટલાં વર્ષ તે ક્યાં ખોયાં? શેઠીઆઓના ઘરમાં કેવી રીતે વર્તવું તે તમે હજી શીખ્યા નહીં? તમને ભાન નથી કે હું એના ઉપર કેટલું વહાલ રાખું છું? મેં એને કોઇવાર ધમકાવી નથી; ઘરનાં તેમજ પેહેડીના નોકરો એની આગ્રા તત્કાળ માથે ઉઠાવે છે. પણ હું ધારૂં છું કે તમે તો છ છ મહીના થયા આંખે મીચીનેજ અહીંઆં આવોછો જેથી એ વાત તમારા ધ્યાનપરજ નથી.

માધવ.—સાહેબ ગુસ્સો ન કરો તો સાચી વાત કહું. તમે રૂપસુંદરી ઉપર વહાલ રાખોછો તેમાં મારે કાંઈ કહેવાનું નથી. પણ તમારે જો ખરેખર એને ભણાવવાની ઇચ્છા હોય તો ભણાવતી વખતે તમારે વહાલ વચ્ચે લાવવું ન જોઇએ. એ વાત તો મને સોંપવી જોઇએ.

નવલ.—હવે રાખ તારૂં ડહાપણ. અમારે તારૂં ડહાપણ નથી જોઇતું. વેદિઆ ઢોર તે ઢોરજ રહ્યા. કાંઈ નહીં હું તમને વધારે કહેતો નથી. હવે આવતી કાલથી તમારે ભણાવવા આવવું નહીં પણ તમારે બદલે તમારા દીકરાને મોકલવો, અને એને હું પંદરને બદલે વીસ રૂપિયા આપીશ. સમજ્યા કે?

માધવ.—બહુ સારૂં સાહેબ, હું રજા લઉં છું. (જાય છે.) (સ્વગત) શેઠ માને નહીં તેને આપણે શું કરીએ? રૂપિઆ પાંચ તો વધુ મળશે. દીકરાને મોકલશું, આપણું શું જાય છે?

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ.—મીઠીબાઈનું ઘર.

(મીઠીબાઇ અને ગુણસુંદરી સીવે છે. ભુપતરાય પ્રવેશ કરે છે.)

ભુપત—કેમ મીઠીબાઈ, જયશંકરની ટોપી ભરી રહ્યાં કે?

મીઠી.—હા. આવો, આવો, ભુપતરાય. આજે તમને ફુરસદ થઈ?

ભુપત—હું તો મારી મતલબસર આવ્યો છઉં. મારા મિત્રની ટોપી જોઈ મને પણ મરજી થઈ ગઈ. કેમ મને એકાદ બે એવી સીવી આપશો કે?

મોઠી.—હા. એમાં પુછવું એ શું હોય? કાલે લઈ આવો રેશમ. તેજ દીવસે તૈયાર.

ભુપત—કાલે તો નહીં પણ પરમ દહાડે આતવાર છે તેથી રેશમ લાવવાનું બની શકશે. આ જયશંકરની ટોપી કે?

મીઠી.—હા, એજ. તમારો મિત્ર અમને વારંવાર સીવવાનું કામ આપે છે, અને પૈસા તરત ફેંહોચતા કરે છે. એ બહુ ભલો છે.

ભુપત—હું તો એને નાનપણથી ઓળખું છું. મારો એ જુનો મિત્ર છે. અમે નિશાળમાં સાથેજ ભણતા હતા; એના જેવા ભલા માણસ દુનિયામાં થોડા હશે. વળી હુશિયાર પણ તેવોજ. પણ સ્વભાવે જરા એ ભોળો છે. મારૂં કહ્યું માનતો હોય તો એ કેવો સુખી થાય!

મીઠી.—તમારૂં કહેવું એ શું માનતો નથી?

ભુપત—કુસંગીઓની સોબતથી એ જરા જુગારના છંદમાં પડયો છે. મેં સમજાવવા પ્રયત્ન કર્યો પણ ફોકટ. ખરેખર આવા એક પરમ પ્રિય મિત્ર માટે દિલગીરી ઉપજે છે.

મીઠી.—જયશંકર જુગારના વ્યસનમાં પડ્યો છે કે? ત્યારે તો એ બીજાં પણ વ્યસન શીખ્યો હશે.

ભુપત—હજી તો એનામાં બીજું કોઇ વ્યસન દીઠામાં આવતું નથી.

મીઠી.—થયાં નહીં હશે તો થશે. મારો તો એને માટે બહુ સારો મત હતો. એ તે કેમ ભોળવાઇ ગયો હશે?

ભુપત—વધારે ખેદકારક તો એજ છે કે આવો ભણેલો તેવું છતાં એ ભોળવાઇ ગયો. લોકો કહે છે તેમ સોબત તેવી અસર થયા વગર રહેજ નહીં. મને હવે બહુ વખત થયો. હું જાઉં છું.

મીઠી.—સાડીનો બડિયો તમને હમણા જોઇતો નહી હોય તો કોઇ છોકરા સાથે મોકલી દેજો.　　　　(જાય છે.)

(ગુણસુંદરી પ્રત્યે) ભુપત કેવો માયાળુ છે! પોતાના મિત્રને વાસ્તે એને કેવી દયા છૂટે છે!

—હવે આપણે જયશંકરનો ખ્યાલ મુકી દઇએ, હું તો પ્રથમથીજ તને કહેતી હતી કે કમાવવાની ખરી શક્તિ ભુપતમાં છે. જોયાં જયશંકરનાં લક્ષણ? હવે તો આપણી આશા ભુપતમાં રહી છે.

ગુણસુંદરી—અરે પરમેશ્વર! આ કેવું વિચિત્ર! કેવો ગજબ! પણ ભુપતનું કહેવું આપણે એકદમ કેમ માનીએ?

મીઠી.—એનો જે ખરો દોસ્ત તેનું કહેવું ન માનીએ તો કોનું માનીએ? મારી તો ખાત્રી થાય છે કે એનું બોલવું સાચું છે.

ગુણ.—હું તો કંઇ કહી શકતી નથી.

( જયશંકર પ્રવેશ કરે છે. )

જય.—ટોપી સીવી રહ્યાં કે?

મીઠી.—ટોપી તૈયાર છે લઈ જાઓ.

ગુણ.—માજી, મારૂં માથું દુખે છે. હું સુઈ જાઊં છું. ( ઉઠી જાય છે. )

( એક છોકરો ખડિયો આપી જાય છે. )

છોકરો—( સ્વગત ) મારૂં કામ થયું. બિઆની જડશે. ( રાજી થતો જાય છે. )

મીઠી.—તમારો રૂમાલ આપો હું ટોપી વીંટી આપું.

( રૂમાલમાં બાંધી આપે છે. )

જય.—હું હવે જાઊં છું, ( ઉઠે છે, નીચેથી પાસા નીકળી આવે છે. ) અરે આ પાસા ક્યાંથી?

મીઠી.—તમે તો સંસારના સૌ માર્ગ ફરી વળ્યા જણાઓ છો.

જય.—આવી રીતે તમે બોલો છો તે મને બિલકુલ પસંદ નથી. હું હવે જાઊં છું.

મીઠી.—એટલો ગુસ્સો શું કામ કરો છો? જરા બેસો તો ખરા.

જય.—નહી, હવે હું બેસીશ નહીં. ( જાય છે. )

( ગુણસુંદરી ઉઠીને જુએ છે. )

ગુણ.—( નિસાસો નાખી સ્વગત ) અરેરે! જે થોડી ઘણી શંકા રહેતી હતી તે પણ દૂર થઈ. એ શંકામાંજ કેટલુંક સુખ હતું. અંતે ભુપતની વાત ખરી ઠરી. હાય! હાય! જેને હું સર્વ મનુષ્યમાં શ્રેષ્ઠ સમજતી હતી, જેને હું ખામી રહિત ધારતી હતી, જેને હું પુજ્ય ગણી પ્રાણ અર્પણ કરતી હતી તે જુગારી નિવડ્યો! હવે એની જે છબી મારા હૃદયમાં કોતરાઇ રહી છે તેને ખેંચી કાઢી, કોઈ નવી છબી દાખલ કરૂં. ધિક! એમ કરૂં તો મારા જીવતર ઉપર ધિક્કાર પડજો! નહીં, એમ બની શકે નહી. એ છબી ખેંચી કાઢું તો સાથે પ્રાણ પણ નીકળી જાય. એને તો હું સર્વ રીતે શુદ્ધ સમજી છાતીમાં જાળવી રાખીશ. એને કલંક લાગવા દઇશ નહીં. જાણે એવો દોષ રહિત તેજ ખરો જયશં-

કર. હમણા દૃષ્ટિએ પડયો તેતો માત્ર પડછાયો! અને એવી રીતે સ્મરણ કરી બાકીના દહાડા નિર્ગમન કરીશ.

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ.—રસ્તો.

**જય.**—(સ્વગત) ભુપતનું કહેવું ખરૂં છે. એ મારાઉપર પ્રીતિ રાખતી હોય તો સુવાનું મિષ કરી જતી કેમ રહે? પણ એ પાસા તે ક્યાંથી નીકળ્યા! કંઇ સમજણ પડતી નથી. ડોસીએ તો ગજબ કર્યો! સંસારના સોમાર્ગ ફરી વળ્યા! શું એ ડોસી એમ સમજે છે કે હું જુગટું રમવા જાઉં છું?—એના વિચાર એકદમ બદલી કેમ ગયા હશે? એની તપાસ કરવી જોઇએ. (જરા વાર વિચારી) પણ તપાસ કર્યાથી લાભ શો થાય? સમજાવ્યાથી કાંઇ પ્રીતિ બંધાય? પ્રેમવૃક્ષ રોપ્યાથી કાંઇ ઉગતું નથી. એનો ફણગો પોતાની મેળે ફૂટી નીકળે છે. માટે એ વાતમાં વધારે મહેનત કરવી મિથ્યા છે.

(દુરથી અવાજ આવે છે.)

એકવાર, બેવાર, ત્રણવાર, આ જાય છે. સસતામાં જાય છે. *નિઓદ નિકરઇ, નિઓદ નીકરઇ. હાય હીરીઆ! તું કિડાં ઉસેં? પૈસો વેઓ! મિડેવેઓ. દગલબાઝ દુનિયા, દગલબાઝ દુનિયા!

**જય.**—(સ્વગત) અરે એતો દેવો ગાંડિયો છે. બીચારો કેવો બેહાલ થઇ ગયો છે. આગળ એ પૈસાવાળો હોવો જોઇએ. એના પૈસા ગયા તેની સાથે દીકરો પણ ગયો હોય એવું ભાસેછે.

**દેવો.**—આ જાય છે. રૂપિયાનો પાવલો. (જયશંકરને જોઇ.) † એ છતરવારા શેઠ, ભુખ્યો અઇયાં. જીઓ ભુખ્યો આ, હિકડો ડેઢિયો ડે, ધુઆ કંધોસ.

**જય.**—અહ્યા દેવા લે, આ, (કંઇ આપે છે.)

**દેવો.**—(નાચતો નાચતો) ફતેહ, ફતેહ, શેઠ તોજી ફતેહ આઓ‡. (બેઉ જાય છે.)

---

* નખોદ વળ્યું, અરે હીરીઆ તું ક્યાં ગયો? પૈસો ગયો, બધું ગયું.

† અરે છત્રીવાળા શેઠ, ભૂખ્યો છું. ભૂખ્યો છું, જુઓ ભૂખ્યો છું, એક દોઢિયું આપો દુઆ કરીશ.

‡ વિનંતિવાચક શબ્દ.

# પ્રવેશ ૪ થો.

## સ્થળ.—નવલરામનું ઘર.

**જય.**—વાંચો ફરીથી.

**રૂપ.**—ભો-આ-નાના-છો.

**જય.**—ભો નથી જો છે. અને એ નાના નથી પણ તાતા છે. જ અને ભ વચ્ચે શો ફેર છે તે પણ હજી તમને ખબર નથી. જુઓ જ છે તે નીચેથી મીંડુ વાળી લેવાય અને ભ એમજ લેવાય છે.

(પોપટ બોલે છે. રૂપસુંદરી ઉઠીને પોપટનું પાંજરૂં ઉતારી પોતાની પાસે મુકે છે.)

**જય.**—કેમ હમણા એ પાંજરૂં શું કરવા ઉતાર્યું? હમણા એનું શું કામ હતું? હું કહું છું તે ઉપર ધ્યાન કેમ આપતાં નથી?

**રૂપ.**—તમે ધમકાવતા નહીં જાઓ. તમે ધમકાવશો તો હું મુદલ શીખવાની નથી. તમારો ચેહરો જોઇ મને જે આનંદ થાય છે તે તમે ધમકાવીને ટાળી નાખો છો. તમારા પિતાજી ધમકાવતા હતા તેથી તેમને રજા આપી; અને તમને બોલાવેઆ તો તમે પણ હવે ધમકાવવા માંડોછો.

**જય.**—જુઓ રૂપસુંદરી, તમે બિલકુલ લક્ષ આપતાં નથી પછી હું શું કરૂં? તમે ધ્યાન નથી આપતાં તેથી મારો આનંદ તમે ઝુંટવી લેઓ છો. તમે જો ધ્યાન આપશો તો હું રાજી થઇશ. ધ્યાન આપો ન આવો થાય. (સ્લેટપર કાઢી બતાવે છે.) અને ત આમ લખાય. અને છેલ્લો શબ્દ છો નથી પણ છે છે, કેમકે એને ફકત માતર છે કાનો સાથે નથી.

**રૂપ.**—આમ તમે મિઠાશથી વાત કરશો તો હું શીખીશ ખરી. આટલું હું વાંચી શકું છું તેપણ તમે મિઠાશથી શીખવોછો ત્યારેજ તો. તમારા પિતાજી છ મહીનામાં બારાખડી પણ શીખવી નહોતા શક્યા; અને તમે એક મહીનામાં આટલું શીખવ્યું.

**જય.**—ઠીક છે, હવે તમને નહી ધમકાવું. તમને મેં ન અને ત વચ્ચે ફરક દેખાડયો તે ધ્યાનમાં રહ્યો કે?

**રૂપ.**—રાખો, હું પોપટને પાણી આપું. ચાકરોને મેં કહ્યું હતું તોપણ હજી એને પાણી આપ્યું નથી. (પાણી આપેછે.)

**જય.**—હવે તમે બીજી લીટી વાંચો જોઇએ.

**રૂપ.**—એ બધીએ લીટી હું વાંચીશ જો મારી એક વાત તમે કબૂલ રાખો તો.

જય.—એવી તે તમારી કેવી વાત છે?

રૂપ.—તમે મને તમારી સ્ત્રી કરો તો પછી હું બધું વાંચીશ. મને નિરાંતે આખો દહાડો અને રાત શીખવ્યા કરજો.

જય.—આજે તમને શું થયું છે? આ તમે શું બોલોછો?

રૂપ—હું તમને ઠીક કહું છું. તમે મને એકવાર કબુલ કરો.

જય.—નહીં, નહીં, એમ કેમ બને?

રૂપ.—ત્યારે શું હું તમને અણગમતી લાગું છું? (રડેછે.)

જય.—(માથા ઉપર હાથ મુકી.) રૂપસુંદરી, તું રડે છે શું કામ? હું એમ કહું છું કે એ વાત બની કેમ શકે? હજી તમારી વય બહુ કાચી છે. હજી તો તમને બાર વરસ પણ પુરાં થયાં નથી. તમારા પિતાજી સાંભળશે તો બાકીએ મને કાઢી મુકશે.

રૂપ.—એ વાતની તમારે જરાએ ફિકર રાખવી નહીં. મારા પિતાજી મારા હાથમાં છે. એમને હું પોતે સમજાવીશ. એકાદ બે ટાણા જમીશ નહીં એટલે એઓ પોતાની મેળે ઠેકાણે આવશે. મારા પિતાજીની ના નહીં હોય તો પછી તમને કાંઈ વાંધો છે?

જય.—હું એકદમ હા કેમ પાડું? હું વિચાર કરી જવાબ દઇશ.

રૂપ.—તમે એમ કરશો તો હું મરી જઇશ. (રડે છે.)

જય.—વારૂ ઠીક છે, પહેલાં તમારા પિતાજીને તો સમજાવો. (જાય છે.)

(જતાં જતાં સ્વગત.) રૂપાળી તો બહુ છે પણ ભણેલી નથી. કાંઈ ફિકર નહીં હું એને ભણાવી લઇશ. હમણાં જોકે એને વિદ્યા જીભે ચઢતી નથી તોપણ પ્રીતિથી બધુંએ શીખશે. પ્રીતિની ગતિ ન્યારી છે. ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે પ્રીતિ મુંગાંઓને પણ બોલતાં કરે છે.—અરે ગુણસુંદરી! તું તો ખરેખર ગુણસાગર છે. વર્ણે ગોરો નથી તેવું છતાં કેવી સોહામણી!! પરંતુ એ મને ચાહતી નથી ત્યારે શો ઉપાય! પણ રૂપસુંદરીમાં ક્યાં મણા છે! એનું બોલવું કેવું મધુર! અકલ જરા કમ છે તેમ એની ઉમર કાચી છે. દહાડા પ્રમાણે બધુંએ થશે. એ પોતેજ કહે છે કે મને નિરાંતે આખો દહાડો અને રાત શીખવજો. ભણવાનો આટલો ઉમંગ જેને હોય તે શું કરવા ન શીખે? જરા હઠીલી છે, પણ વિદ્યાના પ્રતાપથી હઠ બધોએ નીકળી જશે.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ.—માધવલાલનું ઘર.

( માધવલાલ અને હરકુંવર વાતો કરતાં આવે છે. )

**માધવ.**—અલી, આજે સવારના રસોડામાં ગડબડ શાની હતી?

**હર.**—શું કરૂં, વહુ સમી ચાલે નહીં.

**માધવ.**—કાંઈક તારો પણ વાંક હશે.

**હર.**—તમે પણ મારો વાંક કાઢો અને જયશંકર પણ મારોજ વાંક કાઢે. હું તે હવે મારાં દુઃખ કોને કહું? ( રૂવે છે. )

**માધવ.**—જળધારા તો સ્ત્રીને છેડેજ બાંધેલી છે. જો, તને સમજાવું. બે હાથવગર તાળી ન વાગે. એનો કદી વધારે વાંક હશે તોપણ થોડો ઘણો તો તારો ખરો.

**હર.**—તમે પણ મારૂં કહેવું માનતા નથી એ મારા નસીબની વાત. તમે એના બોલ સાંભળો તો ખબર પડે. એક એક બોલ તીર થઈ મને કાળજામાં લાગે છે.

**માધવ.**—તું પણ એને મેહેણાથી ટુંપી નાખતી હશે તો? તારા બોલવામાં ક્યાં ક્યાશ છે? જાણે લુહારનો હથોડો.

**હર.**—તમે જ્યારે એમ બોલો છો ત્યારેજ જયશંકર પણ ઘડી ઘડી મનેજ ધમકાવે છે.

**માધવ.**—કોઈ વખતે પોતાની સ્ત્રીને પણ ધમકાવે છે કે નહીં?

**હર**—હા, કોઇ વખતે એને પણ ધમકાવે છે. પણ ઘણું કરી મનેજ ધમકાવે છે.

**માધવ.**—ત્યારે તો ઘણું કરી વાંક પણ તારોજ હશે. જયશંકર ગેરવાજબીપણે નહીં ધમકાવે. એનું કહેવું બધું વાજબીજ હોય. હવે મને એના વિષે ખાત્રી થઇ છે. જો એને મેં વધારે ભણાવ્યો ત્યારે હવે પરીક્ષા પાસ કરી એ દર મહીને રૂપીયા વીસ પણ લાવે છે.

**હર.**—તમે એ વીસ રૂપરડીથીજ અંજાઈ જાઓ છો, પણ વિચાર નથી કરતા કે એને માટે આપણે હજારો રૂપીઆ ખરચ કર્યા છે. વીસ રૂપરડી એ લાવે છે તેમાં શી નવાઇ થઇ?

**માધવ.**—તું તો હમેશ એમજ બોલ્યા કરે છે. કોઈ વાતે સંતોષ તો પામતી પણ નથી. જો, એ વધારે ભણ્યો છે તેથી આપણી શોભા કેટલી

વધે છે? મને તો જે તે કહે છે કે તમે બહુ ભાગ્યશાળી કે તમારો પુત્ર આવો પ્રતાપી છે. વળી આટલું ભણ્યો છે તેવું છતાં એનામાં ગર્વ અણુમાત્ર પણ નથી.

**હર.**—જ્યારે એ પોતાની સ્ત્રીને વશ કરે ત્યારેજ એનું ભણ્યું પ્રમાણ. તમને ખબર નથી કે એના બાપે એને કેવી લાડકી કરી રાખી હતી! એના બાપને ઘેર તો એ સહુ ઉપર હુકમ ચલાવતી હતી. એના મનમાં એમ કે અહીં પણ હુકમ ચલાવું. તેમ કંઇ અંહી બને?

**માધવ.**—કેમ હવે સંસારનો લાવો લઇ ચુકી કે? તું તો કહેતી હતી કે વહુ ઘરમાં હોય તો હું બે ઘડી જંપીને બેસું. તારો સોનાનો સૂરજ અસ્ત પામ્યો કે?

**હર.**—ઘરનું કામકાજ ન કરે ત્યારે તો કહેવું પડે. એનો બાપ લક્ષાધિપતિ છે તો પોતાના ઘરનો.

**માધવ.**—અલી, કાંઇક સમજ રાખ કામકાજ બિલકુલ એણે કરેલું નથી માટે તારે જરા દયાની નજર રાખવી જોઇએ. તારે એના ઉપર બહુ સખતાઈ ન વાપરવી. સાસુઓ ઘણુંકરી પોતાની વહુવારૂઓને, બિલાડી ઊંદરને છંછોડે તેમ, છંછોડે છે તેમ તારે ન કરવું.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ.—રસ્તો.

( ભુપત પ્રવેશ કરે છે. )

**ભુપત**—( સ્વગત ) અંતે એ છોકરો મેટ્રીક્યુલેશનની પરીક્ષાપસાર કરી ગયો. અરે, મારી બુદ્ધિ શા કામની? એમ તો એ બધી પરીક્ષાએ એક પછી એક પાસ કરતોજ જશે અને જગતમાં નામના મેળવશે. વળી ઓછામાં પુરૂં નવલરામ જેવા શ્રીમંતની દીકરી પરણ્યો. અરે હું કેવો ગાંડો! પોતાને હાથેજ પગ ઉપર કુહાડો માર્યો. પેલી વિધવાની સાથેજ એનાં લગ્ન કરવા દેવાં હતાં. હવે તો એ પોતાના ધનાઢ્ય સસરાની મદદથી વધારે યશ મેળવશે. શું મારાથી કાંઈ વિઘ્ન નહી થઈ શકે? ઘણા દિવસ થયા હરી મળ્યો નથી. પણ એનું ઠેકાણું મને સુઝે છે. ભૂતનું રહેઠાણ પીપળો. આ શેરબજારની ગલી આગળ મળશે.

( પાછળથી હરી પ્રવેશ કરે છે. દેવો તેની પછવાડે સંતાઇને ખુણામાં ભરાઇ જાય છે. )

**હરી**—કેમ ભાઈ ભુપત ક્યાં જાઓ છો?

ભુપત—તારૂં આયુષ્ય બહુ મોટું છે. હમણાજ હું તને યાદ કરતો હતો.

હરી—કેમ મારૂં શું કામ પડ્યું છે?

ભુપત—ભાઇ રૂપીઆ વીસ જોઇએ છે; તે તારે આપવા પડશે.

હરી—હા, મારે શું કામ ન આપવા પડે? આગલા ભવમાં તેં મને ધીર્યા હશે?

ભુપત—હવે લાજમાં ખપ કરવો હોય તો જલદી આપી દે, વાર ના લગાડ.

હરી—તારા બાપના લેણા નીકળતા હશે?

ભુપત—કેમ એટલામાં ભુલી ગયો કે? વરલીના પુલ ઉપર તેં કેવું કર્મ કર્યું હતું તે સંભારી જો. દેવજીશાના દિકરાને તેં પાતાળનું પાણી દેખાડ્યું તે ભુલી ગયો?

હરી—ત્યારે હું શું તારૂં પોકળ પાધરૂં કરી નથી જાણતો?

ભુપત—ઠીક છે, એના જેવું એકે નહીં. તેં સાક્ષી પુરાવા તો તૈયાર રાખ્યા હશે. કાયદાની બારીકીઓ પણ તું બધી સમજી ગયો હશે. હું હવે જાઉં છું. આપણે માજીસ્ટ્રેટની રૂબરૂ મુલાકાત કરશું. (જાય છે.)

હરી—નહી, ભુપત નહી. હું ભુલ્યો. તને મારા સમ જો પાછો ન આવે તો. (પાસે જઇને) જો મારા ઉપર દયા કર. મેં આજે જુગારમાં પચીસ રૂપિયા ખોયા. બાકી રૂપિયા દશ રહ્યા છે તેનું ધાન લેવું છે.

ભુપત—દયા હું તારી ઉપર કરૂં; એક મારી વાત માને તો.

હરી—હું માનીશ તું ઝટ બોલી દે.

ભુપત—જયશંકરને જુગારખાનામાં તારી સાથે લઇ જા. જુગટું રમવાનો એને ચરસ લાગે તો ઠીક પડે.

હરી—હું પોતે એમાં ફસી ગયો છું. બિચારા એને ક્યાં ફસાવું! બિચારો બહુ ભલો અને સારા સ્વભાવનો છે. એને ક્યાં સપડાવું?

ભુપત—ઠીક ત્યારે. જો તારા પોતાના કરતાં એના ઉપર તને વધારે દયા આવતી હોય તો તારી પાસે દશ રૂપિયા છે તે મને આપી દે અને બીજા દશ કોઇની પાસેથી ઉધારીને મને આપ.

હરી—રૂપિયા તો નહી અપાય. હું એને ફસાવીશ. પણ એમાં તને શું હાથમાં આવશે?

ભુપત—તેનું તારે કંઇ છે? એમા કંઇક ભેદ હશે.

હરી—હું તજવીજ કરીશ.

ભુપત—જરૂર; ભુલતો નહીં. હું એક આઠવાડિયાસુધી વાટ જોઇશ. જો એ વખતની અંદર એકાદ બેવાર એને તું ત્યાં ન લઈ ગયો તો તારા રૂપિયા વીસ કબુલ રાખું તો તારૂં નસીબ ફેર છે એમ તારે સમજવું.

હરી—વારૂ. મારે કામ છે હું જાણું છું. (બેઉ જુદા પડે છે.)

—(સ્વગત) એમ કરતાં પીડા પતતી હોય તો પછી શું જોઇએ? શૂળીનું વિઘ્ન કાંટે ટળ્યું. એતો ટાઢે પાણીએ ખસ જાય છે.

ભુપત—(પાછો વળીને) હરી, તને એક વાત કહેતાં હું વિસરી ગયો. તું જયશંકરને કેવી રીતે સમજાવશે? એ કામ દાવ પેચ વગર નહીં થઇ શકશે.

હરી—હું એને કહીશ કે જુગાર રમવામાં ભારે મજા છે. એ ખૂબી પણ બરેબર જોવા જેવી છે.

ભુપત—એવી ખૂબી જોવાની એ બિલકુલ દરકાર કરે નહીં. એ કામ એમ પાર ન ઉતરે; હું તને રામબાણ ઉપાય બતાવું. પ્રથમ તો એની સાથે પુસ્તકો વિષે વાત ચલાવવી. એને કહેવું કે પુસ્તકો રચવાનું કામ બહુ વિકટ છે. ગ્રંથો બનાવવામાં તેમાં પણ વિશેષ કરીને નાટકો લખવામાં જાતી અનુભવની બહુ જરૂર છે. હું ધારૂં છું કે આગળ જતાં તમે પણ મોટા ગ્રંથકાર બનશો. અને પછી રફતે રફતે જણાવવું કે હાલ આપણા લોકોને જુગારનું બહુ ચેટક લાગ્યું છે. મારી પોતાની મરજી થાય છે કે એ વિષે ગ્રંથ લખું પણ તેટલી વિદ્વત્તા મારામાં નથી તેથી હું ધારૂં છું કે લોકોના હિત અર્થે તમે એ કામ માથે ઉઠાવશો. પણ તે પહેલાં જવાનિયા જુગારના પાસમાં પડી કેવી રીતે અધમ ગતિમાં આવી જાય છે તે તમારે નજરો નજર જોવું જોઇએ, ઇત્યાદિ ઇત્યાદિ કહેશે તો એ જરૂર લલચાઇ જશે.

હરી—બરાબર, હવે હું સમજ્યો એ સૂચના બહુ સારી છે. (બેઉ જાય છે.)

દેવો—(બહાર નીકળીને) વરલીનો પુલ !! પાતાળનું પાણી !! ડીરીએજી* બાસ પુલ વટે તરા મિજાંજ ન કરઇ હુઇ. ખૂની પકડાયો ! દગલબાજ પકડાયો ! (જાય છે.)

---

* હીરીઆની બાશ પુલ પાસેના તલાવમાંથીજ નિકળી હતી

# પ્રવેશ ૭ મો.

## સ્થળ.—માધવલાલનું ઘર.

( જયશંકર અને રૂપસુંદરી બેઠેલાં છે. )

**જય.**—આ છેલ્લી લીટી વાંચી નાખ.

**રૂપ.**—નહીં, હવે તો માફ કરો. કાલે વાંચીશ.

**જય.**—પરણ્યા પહેલાં તું કહેતી હતી કે પછી મને રાત દહાડો શીખવ્યા કરજો, તે યાદ છે કે ? આટલું કહ્યું માનતી નથી ?

**રૂપ.**—હવે તો મને કંટાળો આવે છે, રહેવા દો, કાલે વાત.

**જય.**—અરે કેવી હઠીલી ! કેવી અણસમજુ !

**રૂપ.**—તમે નકામો ક્રોધ કરો છો. કાલે મેં વીંટી વિષે કહ્યું કે જરા ઘસાઈ ગઈ છે તે ફરી ઘડાવી આપો ત્યારે પણ તમને ક્રોધ ચઢ્યો.

**જય.**—શું હું એવો અવિચારી છું કે નકામો ક્રોધ કરૂં ? જેમ મનમાં આવે તેમ તારે બકવાટ ના કરવો.

**રૂપ.**—તમે એમ ક્રોધ કેમ કરો છો ? તમારાં મા પણ મને રોજ ધમકાવ્યા કરે છે. તમે એમ કરશો તો હું મરી જઈશ. ( રડે છે. )

**જય.**—વહાલી એમાં રડે છે શું ? એવી ગાંડી વાતો ન કરીએ. કેમ કાલે તો ધ્યાનથી શીખશેના ?

**રૂપ.**—હા, કાલે એકને બદલે બે કલાક શીખીશ.

**જય.**—હવે તું મને વહાલી ખરી. ( આલિંગન કરે છે. )

**રૂપ.**—પ્રાણનાથ, સુવાનો વખત થયો છે. ચાલો પલંગપર જઈએ.

**જય.**—( પલંગપાસે જઈ ) તારા પિતાએ પલંગ તો રૂપાળો આપ્યો.

**રૂપ.**—મને આખી તમારે સ્વાધીન કરી દીધી ત્યારે પલંગ શી બિશાદમાં?

**જય.**—( સ્વગત ) અણસમજુ છે પણ કેવી પ્રીતિપાત્ર ! ( પ્રકાશ ) પ્રિયા, પાસે આવ.

**રૂપ.**—રાખો. દીવો ઝાંખો થઈ ગયો છે. વાટ ઉંચી કરી આવું.

**જય.**—( અટકાવીને ) નહીં, નહીં. તું પાસે જશે તો ઓળવાઈ જશે.

**રૂપ.**—કેમ શું કામ ?

**જય.**—તું એટલે છેટે છે તેવું છતાં તારા તેજથી એ ઝાંખો થઈ ગયો છે ત્યારે તું નજીક જશે તો ખચિત ઓલવાઈ જશે.

**રૂપ.**—તમે પણ શું ઠઠ્ઠા કરો છો ?

જય.—હમણા આરસી હોય તો તું પોતેજ કબુલ કરે કે મારા બોલવામાં કેટલી સચાઈ છે. જાણે ચંદ્રમાંથી એક કટકોજ કાપી લીધો હોયની! દીવાને હમણા પડતો મુક. અંહી આવ.

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ.—માધવલાલનું ઘર.

( રૂપસુંદરી બેઠેલી છે. હરકુંવર પ્રવેશ કરે છે. )

હર.—આ લે મસાલો વાટી નાખ. રસોઈનો વખત થયો છે.

રૂપ.—બાઈજી, મસાલો વાટતાં મારા હાથ વીંધાઈ જાય છે; અને તેમાં મરચાનો પાસ લાગ્યાથી બહુ બળતરા થાય છે. મને માફ કરો.

હર.—હં! મસાલો વાટતાં વહુના હાથ વીંધાઈ જાય છે! તું ધનવંત તો તારા બાપના ઘરની, ત્યાં જાય ત્યારે લાડ કરજે. અમે તો ગરીબ માણસ પડયાં એટલે અહીં કામ કીધાવિના ચાલવાનું નથી; તારે કામ કરવું નહોતું ત્યારે તારી જોડે બે ત્રણ ચાકરડી કેમ ન લાવી? તારા બાપને કેહેવું હતું કે દાયજામાં બે ચાકરડી પણ સાથે આપ. જોયો એ પીટ્યાનો દાયજો! તારા વર વાસ્તે એક ઘોડા ગાડી તો આપવી હતી. પચાસ લાખ રૂપિયા કોને કામ આવવાના હતા?—કેમ હવે બોલતી નથી? મ્હોડું સીવાઈ ગયું શું? તું સમજે છે કે વાત સાચે સાચી છે એમાં બોલાય પણ શું!

રૂપ.—મારા પિતાજી વિષે ભુડું બોલો તે મારાથી સાંખી શકાતું નથી. મારા પિતાજીએ તમારૂં શું માઠું કર્યું? એમ તમારે બીજી વાર બોલવું નહીં.

હર.—અને હું બોલીશ તો તારો બાપ મને શું કરવાનો હતો? તારા બાપની તું મને બીક બતાવે છે કે? તને એમ બોલતાં શરમ થતી નથી?

રૂપ.—તમને તો કજીઆ કરતાં વાર લાગતી નથી, કજીઆ ઉપરજ બેઠાં છો. મારા ક્યાં ભોગ લાગ્યા કે હું તમારે પલ્લે પડી?

હર.—હવે કજીઆ તું કરે છે કે હું કરૂં છું? તું હવે જવાબ આપતાં ઠીક શીખી છે.

રૂપ.—બાઈજી હવે મને મુકો; ઘણું થયું. હું તમારી પાસે માફ માગી લઉં છું.

છર.—હા, પહેલાં મને સંભળાવે છે કે મારા ભોગ લાગ્યા અને પછી માફ માગે છે. રસ્તો તેં ઠીક પકડયો છે. કામ કરતાં હાથ વીંધાય છે અને સામા જવાબ આપતાં જીભ વીંધાતી નથી.

રૂપ.—અરે મારી તો ખાત્રી થાય છે કે મારો જીવ લીધાવગર તમે મને મુકવાના નથી. જયારે હું મરીશ ત્યારે તમને કરાર વળશે. હે શિવ તું મને આ દુઃખમાંથી છોડવ! રોજ રોજ આમ મહેણાં ટુંણાં તે કેમ સહવાય! મારો તે કાંઈ અવતાર છે! જે બળદ આખો દિવસ ઘુસરીમાં જોડાતો હશે તે પણ મારા કરતાં સુખી. આજે તો સૂરજ ઉગ્યો ત્યારથી તમારી કટકટ ચાલુ થઇ છે.—અરે મારો પોપટ પડી કેમ રહ્યો છે! તમારી ગડબડમાં બે દિવસ થયા બીચારાને કાંઇ ખાવાનું પણ અપાયું નથી. (ઉઠીને જુએ છે.)

છર.—બળ્યો તારો પોપટ. તને બીજો કોઇ ધંધો છે? આખો દિવસ એનીજ પુજા કરે છે. ઘરનું કાંઇ કામકાજ તો કરતી નથી.

રૂપ.—મારો પોપટ માંદો પડયો છે શું? મારા પ્રાણ સમાન પ્રિય પોપટ, તું ઉઠ. તને જે કાંઇ ખાવાનું જોઇએ તે લાવી આપું. તારે વાસ્તે રૂપાનું પાંજરૂં અને પાણી પીવા સોનાની વાટકી બનાવી તે બધું ભુલી કેમ જાય છે? ઉઠ, ઉઠ. (ઉથાડી જુએ છે) શિવ! શિવ! એતો મરણ પામ્યો. હાય મારાથી કેમ જીવાય! (બેશુદ્ધ થઇ જાય છે.)

છર.—અરે કોઈ આવોરે વહુને શું થાય છે?

(માધવલાલ દોડી આવે છે અને પછવાડે જયશંકર પણ આવે છે.)

માધવ.—પાણી લાવો. પાણી છાંટો. (જયશંકર પાણી લાવી છાંટે છે.) એ કેમ બેશુદ્ધ થઈ ગઈ?

છર.—જુવોને આ પોપટ મરી ગયો તેને જોઈ બેશુદ્ધ થઈ ગઈ.

માધવ.—બીજું પણ કાંઇ કારણ હશે. તેં એને ધમકાવી હતી કે?

છર.—મેં એને મસાલો વાટવા વાસ્તે કહ્યું પણ મારૂં માન્યું નહીં.

માધવ.—તે ઉપરથી તેં એને ધમકાવી હશે. તારી આદત હું ઓળખું છું. (રૂપસુંદરી જરા હાલે છે.)

છર.—બે બોલ કહ્યાવગર કેમ ચાલે? મોટા ઘરની છોકરી ઘરમાં લાવીએ તો પછી એમજ થાય તો?

માધવ.—અરે દુષ્ટ, તું ઉલટી અમને ધમકાવે છે કે?

રૂપ.—હું-દુઃખની-મારી-દે-હ છો-ડું છું.

જય.—માજી હું તમને શું કહું? આ તમે શું કર્યું! આટલી હદ સુધી ધમકાવીએ?

(રૂપસુંદરીનો હાથ ઝાલીને) અરે હવે તો નાડી પણ ચાલતી નથી.

(કપાળઉપર હાથ મુકી બેબાકળો જેવો બેસી રહે છે.)

માધવ.—શિવ! શિવ! આ શો ગજબ! ડાકેણ આ તેં શું કર્યું?

(મારવા જાય છે.)

જય.—(વચ્ચે પડીને) પિતાજી મુકો. હવે એમ કર્યાથી કાંઇ ફાયદો નહીં થાય. (રડીને) હવે તો એની લાશ સ્મશાન પોંહચાડવાની સામગ્રી કરવી જોઇએ. (માધવ પોક મુકી રડે છે.)

---

# અંક ચોથો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ.—રસ્તો.

(જયશંકર અને હરી વાતો કરતા કરતા પ્રવેશ કરે છે.)

જય.—નહીં, નહીં. જુગારખાનામાં કેમ જવાય? લોકો જોશે તો શું ધારશે?

હરી.—જેનું મન સ્વચ્છ છે તેને લોકોની શી દરકાર? આમ તમે બીકણ કેમ થાઓ છો? શું શેકસપીઅર જેવા નાટકકારો તમારી પેઠે ખુણામાં ભરાઈ બેસતા હશે!

જય.—આવા દુષ્ટ માણસોની સોડમાં જવાના વિચારથીજ મને કમકમાટ વછૂટે છે, તેમ ત્યાં જવાની એટલી બધી જરૂર પણ ક્યાં છે? તમે વર્ણન કરો હું સાંભળું; અને પછી લખી કાઢીશ.

હરી.—સાંભળ્યું કંઈ દીઠાસમાન થાય? ખરે, અંગ્રેજલોક કેવા સાહસિક! તેઓ ફતેહમંદ થાય છે તેનું મૂળ કારણ એજ છે. જેઓ કોઈ શોધ કરવા માટે અથવા તો ફક્ત જ્ઞાન મેળવવા ખાતર જીવને જોખમમાં નાખતાં ડરે નહીં તેઓ યશ મેળવે તેમાં શી નવાઇ? તમે કહો છો કે એમ કરવાની જરૂર પણ ક્યાં છે? તમેજ મને વિચાર કરીને કહો કે જે માણસ ખુણે ભરાઇ બેસે તેને વિચાર ક્યાંથી સૂઝે? દુનિયા જોયા વગર દુનિયાનું ચિત્ર કેમ અપાય?

**જય.**—ઠીક છે, ઠીક છે, એ પણ એક તમાશો જોઇએ.

**હરી.**—હવે હિમ્મત આવી ખરી. ચાલો આ રસ્તે જઇએ.

**જય.**—પણ એ લોકો કાંઈ ધીંગામસ્તી કરી આપણા શરીરને તો હાનિ નહીં પોંહચાડે ?

**હરી.**—નહીં, નહીં. હું જે ઘરમાં રહું છું તે અને એ જુગારખાનું એકજ ધણીનાં છે; અને તેની સાથે મારે સારી પિછાન છે. એ બીચારો પણ એજ છટકામાં સપડાઈ ગયો છે અને એની સ્ત્રી અને બચ્ચાં બહુ હેરાન હેરાન છે; હું ત્યાં જાઊં છું તેનું ઘણું ખરૂં કારણ તો એ છે કે એને એ છંદમાંથી છોડવવો.

**જય.**—ઠીક છે. તમારો હેતુ ઉત્કૃષ્ટ છે. ચાલો હવે જરા ઝડપ કરો. મારે હજી લખવાનું કામ બહુ છે. ( ઉતાવળે બેહુ જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ.—મીઠીબાઈનું ઘર.

( મીઠીબાઇ અને ગુણસુંદરી વાતો કરે છે. )

**મીઠી.**—તું હવે બહુ હઠીલી થઇ ગઈ છે. જો, એણે આપણી ઉપર કેટલા કેટલા આભાર કર્યા છે. આપણે વાસ્તે કીમતી પુસ્તકો પોતાના શેઠ પાસેથી લઇ એ આપણને આપતોજ જાય છે; અવાર નવાર સીવવાનું કામ પણ અંહી તંહીથી લાવી આપે છે. વળી બે મહીના થયા ઘરધણીને સમજાવી ભાડામાં રૂપીઆ એક ઓછો કરાવ્યો.

**ગુણ.**—હા, એતો પારકે પૈસે દીવાળી. માતાજી, મને ખેદ ઉપજે છે કે તમારૂં વચન મારે લોપવું પડે છે. એનું નામ મારી આગળ ના લો. એનું નામ સાંભળી મારા જીવમાં કંઈ કંઈ થઇ આવે છે.

**મીઠી.**—ગાંડી છોકરી, તને શું થયું છે? આવી અવિચારી કેમ થઈ છે ? એ ભણેલો છે, ચંચળ છે, વિચારવંત અને વિવેકી છે. એનો શેઠ એના ઉપર પ્રીતિ રાખે છે; લોકો એને વખાણે છે, એ કરતાં બીજું તને શું જોઇએ ?

**ગુણ.**—એના હૈયામાં મેલ જણાય છે. એની વાણીની લઢણ ઉપરથી એમ જણાય છે કે જે કાંઈ એ બોલે છે તે સાચું છે એવું એ પોતેજ માનતો નથી.

**મીઠી.**—તું કહે છે કે એના હૈયામાં મેલ છે. જો એ વાત તું સિદ્ધ કરી આપે તો પછી હું કોઈ દહાડે એના વિષે તને નહીં કહું.

**ગુણ.**—મારી પાસે કાંઈ પુરાવા નથી. મને તો અંતરમાંથી એવી પ્રેરણા થઇ.

**મીઠી.**—એ બધો ખાલી વહેમ છે. જે માણસના આપણે એટલા બધા આશિયાળાં છઇએ તેની પ્રત્યે આવો વિચાર લઇ જવો, અને તે પણ વિના કારણ, એ તો કાંઇજ નહીં પણ કૃતઘ્નતા કહેવાય. દીકરી, મારી વાત માન. મારો સખુન હવે તારે રાખવો જોઇએ.

**ગુણ.**—માજી, તમે મને એટલા આગ્રહથી કહો છો ત્યારે હું વધારે શું બોલું!

**મીઠી.**—બસ, બસ. હવે તું કેવી ડાહી થઇ! મારો બોલ તું ઉથાપતી નથી એ કેવા આનંદની વાત! ઇશ્વર તને સદા સુખમાં રાખો.

**ગુણ.**—(ગદગદિત કંઠ) નહીં નહીં.—

**મીઠી.**—નહીં અલબતાં હવેથી, તું મારો બોલ નહીંજ ઉથાપે. ભુપત આ સાંભળશે ત્યારે કેવો મગન થશે!

**ગુણ.**—માજી, (આંસુ ભરાઇ આવે છે.)—

**મીઠી.**—(સ્વગત) આ હર્ષનાં આંસુ છે. (પ્રકાશ) દીકરી, તું વધારે બોલી શકતી નથી, પણ હું તારો મનોભાવ સમજી ગઈ. તને કદાપિ એમ વિચાર આવ્યો હોય કે મેં આટલી હુજ્જત લીધી તે વાસ્તે માફી માગવી. પણ તે તું માગે તે પહેલાંજ હું તને આપી દઉં છું. હું હવે શાક લેવા જાઉં છું. રાતના તું અગિયાર વાગ્યા સુધી વાંચવા બેઠી હતી તેથી ગમે તો થોડીવાર આરામ કર. (જાય છે.)

**ગુણ.**—(સ્વગત) હાય! મારી મા તો એમજ સમજી ગઇ કે મેં એની વાત કબૂલ કરી. મારૂં હૈયું કેવું પોચું! ભુલ સુધારવાને મારી જીભજ ઉપડી નહીં. પણ એ ભુલ જેમ બને તેમ જલદી સુધારવી જોઇએ. પછીથી ભુલ સુધારવી બહુ ભારી થઈ પડશે. પણ મારી જનેતા કેવી નાખુશ થશે! અરે એનું દિલ હું કેમ દુખવું! એ મને ચાહે છે પણ ભુલાવો ખાય છે. ભુલ તો સુધારવીજ જોઇએ. ભુપતને વરવો તેના કરતાં વૈધવ્યધર્મ હજાર દરજ્જે ભલો. પણ મારે કાંઈક સાબેતી આપવી જોઇએ. (વિચારમાં પડી) જયશંકર જો જુગારી હોય તો મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કેમ કરી શકે? સૌ એમનાં વખાણ કરે છે. એમ તો ન હોય કે એણે પોતેજ પાસા રાખી દીધા હોય? અરે જીવ ધીરજ ધર, હવે ઉપાય સૂઝે છે. (પડદો પડે છે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ.—મીઠીબાઈનું ઘર.

( મીઠીબાઈ બેઠેલી છે ભુપત પ્રવેશ કરે છે. )

**ભુપત.**—આ લ્યો, પરમ દહાડે સાંઝસુધી તૈયાર કરી રાખવું.

( રેશમની બિંદડી આપે છે. )

**મીઠી.**—તમે તો અમારે માટે બહુ શ્રમ લોછો. તમારા આભારનો બોજો અમારે માથે વધતોજ જાય છે. અમારાથી તો કંઇ બની શકતું નથી.

**ભુપત**—વળી તમે એવી વાત લાવ્યાં ? તમારૂં કામ થાય તેથી મને કેવો આનંદ ઉપજે છે તેની તમને ખબર નથી.

**મીઠી.**—અરે તમારી ગૃહસ્થાઈ એતો ભલમનસાઇની સીમાજ.

**ભુપત**—તમારી મેહરબાની છે તેથી જે ગુણ ઘણું કરી બધા માણસોમાં જોવામાં આવે છે તેને તમે અતિશયોક્તિનું રૂપ આપો છો; અને તેવીજ રીતે હું ધારૂં છું કે મારા દોષ બધા તમને ગુણ રૂપે દેખાતા હશે.

**મીઠી.**—ભુપત, તમારામાં દોષ છે પણ ક્યાં? બધા માણસોમાં દોષ હોય છે; પરંતુ તમે તો એક વિચિત્ર માણસ છો. હજી સુધી તમારો એકે દોષ મારા જાણવામાં આવ્યો નથી. હા, જો અતિશય ભલાઇને દોષનું નામ આપીએતો તે તમારામાં પુષ્કળ છે. પણ તમે ઉદાસ કેમ જણાઓ છો? દહાડે દહાડે સુકાતા કેમ જાઓ છો ?

**ભુપત**—મારો વિચાર છે કે થોડા મહિના હવા ફેરબદલ કરી આવું. મને કોઈ રીતની માંદાઇ તો નથી પણ ચેન પડતું નથી.

**મીઠી.**—આ વળી સભ્યતાની સીમા ! તમારી બેચેનીનું કારણ મને ખબર છે. ગુણસુંદરીને સમજાવવા મેં તમને વચન આપ્યું હતું તે શું તમે એમ ધારો છો કે હું ભુલી ગઇ ?

**ભુપત**—ત્યારે શું તમારો પ્રયત્ન સફળ થયો ! જલદી મને હા કહો; આ એકજ શબ્દમાં મારા સુખનો સમાવેશ થઈ જાય છે. સુખાકારી પોતાની મેળે દોડતી આવશે.

**મીઠી.**—આટલા દિવસ સુધી માથું કૂટતાં અંતે આજે એ પીગળી. મારી વાત ના પાડી શકી નહીં.

**ભુપત**—( અચકાઇને ) અરે ત્યારે તો મને સ્વર્ગનું સુખ સાંપડ્યું ! હું કેવો ભાગ્યશાળી ! પણ એ છે ક્યાં, મારો હરખ અને ઉપકાર તો જણાવું ?

**મીઠી.**—તમે આવ્યા તેની પા કલાક પહેલાં એને મેં કામે મોકલી. હજી એકાદ કલાક લાગશે.

**ભુપત**—મને મારા શેઠે લખવાનું બહુ કામ સોંપ્યું છે તેથી હું પાછો અવકાશ મળે આવીશ; હમણા તો તમારો ઉપકાર માની રજા લઉંછું.

(જાય છે.)

**મીઠી.**—(સ્વગત) આવા ભલા માણસ દુનિયામાં બીજા હશે? આવી પરોપકાર બુદ્ધિ કોના જોવામાં આવે છે? અને આવા માણસના સાફ દિલ વિષે મારી ગુણસુંદરી શંકા લાવતી હતી! છટ! છટ! ખરેખર એ તો દેવતાઇ અવતાર છે!

**ભુપત**—(દાદર ચઢતાં) હું આવો હરખથી ફુલાઇ ફુલાઇ ગાંડો કેમ બની ગયો? શું કોઈ અજીત્ય ગઢ લઇ લીધો? એક હઠીલી રાંડીરાંડ જેમ તેમ સમજી ગઈ તેમાં શું થયું? શું મને કાંઇ પૈસાની કે વગ વધવાની પ્રાપ્તિ થશે? ત્યારે આવડો હરખ શું કામ? શું એ ખરેખરો આનંદ છે કે ઢોંગ છે?-ભુપત, એ વધ્યોસધ્યો પ્રેમનો હરખ છે તેને સ્વાર્થના વિચાર લાવી તું કડવો કરી નાખે છે. જો તારામાં એ પ્રેમનો અંશ પણ નહોય તો પછી શેતાનમાં ને તારામાં શો ફેર રહે?—ખરે, જો શેતાન મને ભેટે તો કેટલીક વાતે હું એને બોધ આપી શકું. જો મારૂં કહ્યું માને તો દુનિયામાં હજી એ ઘણી વધારે ખરાબી કરી શકે.—મીઠીબાઇ તો મને દેવતા સમજતી હશે! પણ જો (છાતીને ઠોકીને) આની અંદર એક ટુંક નજર એ કરવા પામે તો મને એક વિક્રાળ-રાક્ષસ સમજે. (કપાળને ટચકો મારી) આની અંદર શેતાનને શરમાવે એવી એવી યુક્તિઓ અને છળ પ્રપંચની ગુંથેલી જાળ તૈયાર પડેલી છે. જેને જોઇએ તેને તેવી કાઢી આપું; અને હું બધી છૂટી છૂટી અથવા કેટલીક સામટી લઇ સમુદાય કરી વાપરી શકું છું.-અરે આ અંદરથી એદ વીંટાળેલી વરાળ કેમ નીકળે છે? શું મને પસ્તાવો થઇ શકે? એતો ક્ષણિક નબળાઇ કહેવાય. શું મારાં પાપકર્મ ઉઘાડાં પડશે એવી મને અગમચેતી આવે છે? છટ! છટ! બુદ્ધિબળ આગળ કોણ ટકી શકશે?—મીઠીબાઈ એમ સમજતી હશે કે હું એને માટે ભરત કામ લાવી આપું છું તે માત્ર પરોપકાર બુદ્ધિથી! શું એવો હું આંધળો છું, પોતાને દેખી નથી શકતો કે પોતાનું છોડી બીજાનું ભલું કરૂં? મને એમાં શો લાભ હશે તે એ બેવકૂફ કેમ જાણી શકે? હવે આ વિધવાની

સાથે તો પરણવું ખરૂં. એ અવિચારી કામ તો જરૂર કરવું. મને જે એથી ખુશી થાય છે તે ગમે એવી ડહાપણ રહિત હોય તોપણ એ ખરી છે. એમાં સ્વાર્થને આડે આવવા દઇશ નહીં.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ.—બૅંડસ્ટૅંડ.

( જયશંકર વિચારમાં બેઠો છે. )

**જય.**—( સ્વગત ) જુગારખાનાનો તમાશો તો જોયો. જુગારીઓ કેવી અધમગતિને પામ્યા છે એ પણ જાણ્યું. ખરેખર નિબંધ કે નાટક લખવાને વિષય સારો છે. પણ એ દલાલ આટલો આગ્રહ કરી મને તેડી ગયો તેનું કારણ શું ? વિદ્વતા માટે લોકહિત અર્થે એણે કિયે દહાડે કાળજી બતાવી છે ? એમાં કાંઇક મર્મ ખરો ! કોઇએ એને આગળથી પાઠ ભણાવી રાખ્યો હોય એવું મને જણાય છે. એ વિષે મારે તપાસ કરવી જોઇએ. ભુપત મને બહુ ચાહે છે; એની મદદ હું આ કામમાં લઉં. પણ ભુપત ઉપર આટલો બધો વિશ્વાસ મારે શું કામ મુકવો જોઇએ ? એ બાબત ઉપર મારે પુખ્ત વિચાર કરવો. એવો મારો કિયો દુશ્મન છે જે એને એવી રીતે પાઠ ભણાવે ? કદાચ એમ તો ન હોય કે એ પોતેજ—નહીં એમ કદી હોય ? એના ઉપર શક લાવવા જેવું હજી સુધી કંઇ બન્યું નથી. સાબેતી વગર એકદમ શક લાવવો એ અયોગ્ય છે. બહુ વખત એમ બને છે કે માણસ વિચાર કરવા બેસે તે દરમ્યાન વહેમ અને મનના કાંટા અંદર ધુસી જાય છે અને તે એટલી હદ સુધી કે પછી શુદ્ધ વિચારને કાંટાઓથી જુદા પાડવાનું કામ વિકટ થઇ પડે છે. સરસ રસ્તો તો એ છે કે એના ઉપર શક પણ ન રાખવો તેમ વિશ્વાસ પણ ન રાખવો.—અરે ગુણસુંદરી, હવે તારા મનનો વિચાર જાણવાને હું શું ન આપું ? ખરૂં છે કે મારા પ્રેમનો કેટલોક ભાગ રૂપસુંદરી પોતાની સાથે લઈ કુચ કરી ગઇ, તથાપિ હજી મારો પ્રેમ ખી-જીને આપી શકું એવી મારા મનની સ્થિતિ છે. કેમકે રૂપસુંદરીની સાથે મેં વિવાહ કર્યો તે તો દયાથકી ઉપજતા પ્યાર વડેજ કર્યો. હું જો એની સાથે નહીં પરણત તો ખચિત એ અભિલાષામાંજ એ મરણ પામત.--આહા! વાયુ કેવો શીતળ અને સ્વચ્છ વાય છે! ખરેખર, આ

ઠેકાણે બેડબેના જેવો એક બાગ જોઇએ. કેવી રમણિય નજરગાહ બની રહે! પુષ્પ સુગંધથી ભળેલી થંડી લેહેરીઓ બેંડના સરોદની સાથે જોડાયાથી, દિવસના ધંધા રોજગારનો થાક, સંસાર વ્યવહારની ચિંતા અને કુટુંબ ક્લેશનો ખેદ, ખચિત નસાડી મુકે. વળી આ હસતાં કુદતાં, બેદરકારપણે અનેક ખેલગેલ કરતાં રૂપાળાં બાળકોનાં નિર્દોષ મુખડાં નિહાળીને કોનું હૈયું નહીં હરખાય! આ કેવી વગર પૈસે દોષ રહિત મજા! વાત વિનોદ માટે, જોડે એકાદ બે મિત્ર હોય તો પછી કાંઇ મજામાં મણા!—હવે તો સૂર્ય પણ પોતાનો અમલ અખત્યાર પોતાના નમ્ર નાયબને સોંપી બાર કલાકની મુસાફરીએ જાય છે. હવે ઘેર જવાનો વખત થયો. અરે ઘેર આગળ તો આ વખતે રડાપીટ ચાલી રહી હશે. કેવો નિર્દય ચાલ! આજે આઠ દાહાડા થયા બહારની સ્ત્રીઓ ધીરજ આપવાને બદલે સામો દુઃખમાં વધારો કરે છે. સ્ત્રીઓને જોઇએ તેજ વખતે આંસુ તે કેમ આવતાં હશે! એ એક અચંબો છે! તેઓનું છાતીફાટ રૂદન સાંભળી માણસનું હૃદય વીંધાઇ જાય. એટલું ખરૂં છે કે મોટેથી રડવાથી મૃત્યુખેદથી ઉત્પન્ન થયલો મનનો ધુંઓ, મનમાંજ રૂંધાઇ ન જતાં, પોક અને રૂદનની સાથે બહાર નીકળી આવ્યાથી મન મોકળું થાય છે. પરંતુ તે એટલે દરજજે? રડી કૂટીને કેટલીક તો બેશુદ્ધ થઇ જાય છે! બહારની દરેક રડવા આવનાર સ્ત્રી જાણે દુઃખ ઉપર ડામ આપવા આવતી હોયની! ઘરની સ્ત્રીઓ ધીમે હાથે કૂટેતો લોકોમા હાંસી થાય!!! અરે કેવો નિર્દય રેવાજ!! ઓગણીસમી સદી,—આ સુધારાની સદીમાં હજી એ ચાલ બંધ પડ્યો નહીં એ શરમ ભરેલું છે. સુધારાવાળાઓ ક્યાં સુઇ ગયા છે? દોડેક વરસ ઉપર એવો પ્રયાસ થયો હતો પણ તે બરાબર ફળીભૂત ન થયો; હિમ્મત અને આગ્રહથીજ ફતેહમંદ થવાય. સ્ત્રીઓને બે કલાક સારી પેઠે રડવાની છૂટ આપી પછી ધર્મશાસ્ત્ર વાંચવાની શરૂઆત થાય તો કેવું સારૂ! પેહેલ કાઢનાર કોઇ જોઇએ; અને તે વગવાળો પુરૂષ જોઇએ. (ભુપત પ્રવેશ કરેછે.)

ભુપત—કેમ જયશંકર આજે ઉદાસ જણાઓછો? તમારી પ્રિયાના અકાળમૃત્યુથી ખેદ લાગતો હશે. કેવી રૂપાળી અને ગુણિયલ! તેજ દહાડે સ્મશાનમાં તમે મને મળ્યા હતા પણ તમે એટલા દિલગીર જણાતા હતા કે એ દુઃખદાયક મરણનું કારણ મારાથી પુછાયું નહી! એને કાંઇ મંદવાડતો નહતો, એ કેમ મરણ પામી?

**જય.**—એના બાપે એને એવી લાડકી રાખી હતી કે એ લેશભાર દુઃખ કે ખેદ સહન કરી શકતી નહીં. એનો વહાલો પોપટ મરી ગયો તેજ ઘડીએ એ પણ મરણ પામી.

**ભુપત**—અતિ લાડનાં પરિણામ માઠાં હોય. પણ તમે બહુ ખિન્ન થયલા જણાઓછો. તમારે એટલો બધો શોક કરવો ન જોઇએ. દુનિયામાં એમજ બનતું આવે છે. કોઈ વેહલાં કોઈ મોડાં, સૌનો એજ રસ્તો છે.—તમારા મન ઉપર બીજી પણ કાંઈ ચિંતા છે, ઝટ કહી દો.

**જય.**—સંસારમાં ચિંતા તો હોય.

**ભુપત**—તમે મને કહેતા કેમ નથી? તમે સારી રીતે જાણોછો કે મિત્ર આગળ પોતાની ચિંતા કહી બતાવ્યાથી કંઇને કંઈ માર્ગ નિકળી શકેછે. એમ તમે મનમાં ઘોલાયા કરોછો એ ઠીક નહીં.

**જય.**—નજીવી ચિંતા મિત્ર આગળ કહેવામાં શો માલ? એવી એવી ચિંતાઓ તો દરરોજ માણસના મનમાં આવ્યા કરે. એમાં મિત્ર આગળ શું કહેવાનું હોય?

**ભુપત.**—(સ્વગત) હવે મારે વાતનું વલણ ફેરવી નાખવું જોઇએ. એ કહી દે તેમ નથી. (પ્રકાશ) એવી નજીવી ફિકર હોય તો કંઇ નહીં. ચાલો આપણે નાકા સુધી ચાલતા જઇએ, પછી ટ્રામમાં બેસશું. તમારી આગળ મારે એક વાત પણ કરવી છે. તમને યાદ હશે કે મેં તમને આગળ વચન આપ્યું હતું કે તમારે વિષે ગુણસુંદરીના મન ઉપર સારા વિચાર ઠસાવવા પ્રયત્ન કરીશ. મેં તેમ કર્યું હતું અને ગુણસુંદરીનું મન ઘણું ખરૂં તમારી તરફ પીગળ્યું હતું પણ એટલામાં તો તમે રૂપસુંદરીની સાથે પરણ્યા. આ બનાવથી ગુણસુંદરીને ઘણો ક્રોધ ચઢ્યો અને મારા ઉપર એ અતિ ક્રોધાયમાન થઇ. મીઠીબાઇ પણ તમારે વિષે તેમજ મારે વિષે બહુ બહુ બડબડવા લાગી. બેહુ મને કહેવા લાગી કે તમે અમારી ડેકડી કરી. મેં એ બધું મુંગે મ્હોડે સહન કર્યું. મેં વિચાર કર્યો કે વિવાહ તો થઇ ગયો હવે તમારી આગળ વાત કરીશ તો તમને નકામો ખેદ થશે. એમ ધારી તમારી સાથે આટલા દહાડા વાત ન કરી.

**જય.**—મારે માટે તમને આટલું બધું વેઠવું પડ્યું? અને તેવું છતાં તમે મારી આગળ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહીં? એ તમારો કેટલો આભાર! કેટલો પરોપકાર!

**ભુપત**—એમાં આભાર જેવું કાંઇ નથી. મેં તમારી આગળ વાત કરી તે કાંઇ તમે મારો આભાર માનો તે માટે નથી કરી. મારો હેતુ એ છે કે જો હજી પણ તમારી ઇચ્છા હોય તો એનું મન હું માપી જોઉં અને બનતી તજવીજ કરૂં.

**જય.**—અને હજી પણ મારે માટે મેહેનત લેવા તૈયાર છો? એ વળી વિશેષ આભાર. પણ મેં હજી કાંઇ નિશ્ચય કર્યો નથી. બીજે પ્રસંગે વાત.

**ભુપત**—ઠીક છે. આ ટ્રામની ગાડી પણ આવી. આપણે પાયધોની આગળ ઉતરી પડશું. થોડું તમને વધારે ચાલવું પડશે, થોડું મને ચાલવું પડશે. **ટ્રામની** સગવડ બહુ સારી છે. આઠ દશ મિનિટમાં ગાડી જરૂર મળી આવે. એમાં વળી ગરીબ અને તવંગર વગરઅંતરે પાસે પાસે બેસી શકે.

**જય.**—એતો ખરૂં પણ અકસ્માત ઓછા થાય તો સારૂં. કેટલાક તો અવળા ઉતરીને પછડાઇ મરે છે. દરેક ગાડીમાં ખુલ્લું દેખાય એવું પાટિયું મારવું જોઇએ કે **ગાડી ચાલતી હોય તે ગમ મ્હો કરી ઉતરવું.** * * * * (પાયધોની આગળ બેહુ ઉતરી છુટા પડે છે.)

**ભુપત**—(સ્વગત) આખરે એણે મને પોતાનો મર્મ નહીં કહ્યો. એની બોલવાની લઢણ પણ જરા વિચિત્ર હતી. **મારે માટે આટલું બધું તમને વેઠવું પડ્યું!** એ શું એણે વળમાં કહ્યું? શું મારે વિષે એને કાંઇ શક પડયો છે? શું મારી યુક્તિઓમાં કાંઇ ખામી રહી ગઇ હતી? જાળ ગુંથવામાં ખામી આવી કે પાથરવામાં? શું કોઇ તાંતણો કાચો આવી ગયો? એમ કેમ બને? મારી યુક્તિઓમાં વળી ક્યારા રહે? જાળ પાથરતાં મેં દરેક દરેક દોરો ખેંચી જોયો હતો. દોરા બધા મજબૂત ગુંથેલા હતા. વળી સમય અને સ્થળ પણ સરસ પસંદ કર્યાં હતાં. દાણો પણ મન લલચાવે એવો હતો. ત્યારે શું હરીએ મને દગો દીવો? એમ પણ નહીં બની શકે. એનું માથું તો મારા હાથમાં છે અને તે એ સારી પેઠે સમજે છે. મારી ઇચ્છા વિરૂદ્ધ એક વિચાર સરખો પણ એ નહીં કરી શકે. એને તો હું ચાહું તે વખતે "મેસમેરાઇઝ" કરી શકું; એના સામી નજર કરૂં એટલેજ વિલંબ. જયશંકર ઉપર મારો કાબુ કાંઇ ઓછો ન હતો. આજે કોણ જાણે શું થયું છે? કદાચ એમજ હોય કે દિલગીરીમાં એ એવો ગરક થઇ ગયો હોય કે એનાથી પોતાનો મર્મ કહેવાયો નહીં હોય. એમાં હવે વિચાર શાનો! કદાપિ શક હોય તોપણ તે દૂર કરતાં ક્યાં વખત લાગવાનો છે?

## પ્રવેશ ૫ મો.

### સ્થળ.—મહીપતરામનું ઘર.

( મહીપતરામ અને કમળા બેઠેલાં છે. )

**મહીપત.**—પ્રાણપ્રિયા, આજે દીવાળીની રોશની થઇ છે તે જોવા આપણી ગાડી જોડાવીને જા.

**કમળા**—બળી દીવાળી ! જોવા શું જાઉં ? પેટમાં તો હોળી બળે છે. હજી તો મારો મોતી સ્વર્ગવાસી થયે પૂરા છ મહીના પણ નથી થયા, એટલામાં હું રોશની જોઉં ? અરે મારી આંખની ખરી રોશની અ-લોપ થઇ ગઇ હવે એ રોશની મારે શા કામની ? હે પ્રભુ, આ તે મારા ઉપર કેવો કોપ ! મારા હૈડાના હારને તેં બોલ બોલતાં ઝુંટવી લીધો ! શું એ કીમતી મોતી ધરાવવાને હું પાત્ર નહોતી ? એને બદલે મને પો-તાનેજ તું ઉંચકી લેત તો આ જંજાળી જગતમાંથી હું મોકળી થાત! અફસોસ છ વરસની કુમળી વયમાં મારૂં ગુલાબી ફુલ કરમાઈ ગયું !

**મહીપત.**—મારી પ્રિયા, તારે ધીરજ ગ્રહણ કરવી જોઇએ. હવે તો આ-પણા માણેકને જોઇને સંતોષ પકડવો. આપણી આંખોને ટાઢક આપ-નાર હવે તો એજ છે.

**કમળા**—મારી આંખની કીકી જતી રહી ! મારૂં હરખરૂપી રમકડું ચોરાઈ ગયું, હવે તે હું શું કરૂં ! ( કપાળ કુટે છે. )

**મહીપત.**—પ્રિયા ઈશ્વરેચ્છાને આધીન થઈ, માણેકનું મુખ નિહાળી રાજી રહેવું, એજ ઉપાય આપણી પાસે રહ્યો છે.

**કમળા**—એતો ખરૂં છે; આપણા માણેકને ઇશ્વર દીર્ઘઆયુષ્ય આપો, દુનિ-યામાં એજ મારો આધાર છે. હું જીવું છું તે પણ એનેજ લીધે; પરંતુ મારો મોતી-(આંસુ ભરાઇ આવે છે. ) અરે એક પલ પણ વિસરાતો નથી. એના વગર સંસાર મને શૂન્ય લાગે છે.

**મહીપત.**—જગતમાં એમજ બનતું જાય છે. દુનિયા દુઃખનું ઘર છે, પરંતુ બુદ્ધિવંત માનવી, દુઃખમાં જે પીડા અને ખેદનો ભાગ છે તેની અસરનું બળ ઘટાડી શકે છે. તેઓ સમજે છે કે સૃષ્ટિમાંહેલા તમામ પ્રાણી પદાર્થો ક્ષણભંગુર છે; તેથી કોઈ પણ પ્રાણી કે પદાર્થ ઉપર અતિ પ્રીતિ રાખતા નથી. તેઓ સંસારના સુખદુઃખ છાયારૂપી સમજે છે તેથી કરીને સુખની વખતે બહેકી જતા નથી તેમ દુઃખની વખતે મિથ્યા બળાપો પણ કરતા નથી.

### મનહર છંદ.

જગત આ જુઠું જાણ, માયા છાયા સમજીને,
ધ્યાન દ્રઢ રાખી ખુબ ભજ ભગવાનને;
રૂડી રીતિ એજ છે કે દુઃખમાં ન દલગીર,
સુખમાં ન છકી જવું ઘટે ઈનસાનને.
ધન માલ પુત્ર પરીવાર આવે જાય પલ
વાર નહીં લાગે તેમાં, ગ્રહ બ્રહ્મજ્ઞાનને.
યાર, ચાર દા'ડાનું આ ચાંદરણું ચળકતું,
ભુલે કેમ વિદ્યાવાન, તજ અભિમાનને.

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ.—રસ્તો.

( એક ચિથરેહાલ પુરૂષ અને એક વટેમાર્ગુ પ્રવેશ કરે છે. )

**ચિથરેહાલ પુરૂષ**—(વટેમાર્ગુને) ભાઈ સાહેબ અહીં આવો. તમે બહુ શાણા, જણાઓ છો. તમારી આંખ પણ બહુ તીવ્ર છે. તમે કોઈ અપ્સરાને અહીંથી જતી જોઈ કે?

**વટેમાર્ગુ**—અપ્સરા કેવી? તમે બકો છો શું? હું કાંઈ સમજતો નથી.

**ચિ. પુ.**—ત્યારે તમે તો બહુ અજ્ઞાન છો. તમને એટલું ભાન નથી કે જે બહુ રૂપાળી છોકરી હોય તે અપ્સરા કહેવાય? વારૂ, તમારે કોઈ દીકરી છે કે?

**વટેમાર્ગુ**—મારે દીકરી કોઈ નથી. પણ તમે તો કોઈ વિચિત્ર માણસ જણાઓછો. લોકોને અપમાન કરવામાં મજા સમજોછો.

( બીજો એક વટેમાર્ગુ પ્રવેશ કરે છે. )

**ચિ. પુ.**—જાઓ, જાઓ. ત્યારે તમને કાંઈ ખબર નથી; નિકળો અહીંથી; ( બીજા વટેમાર્ગુ તરફ ફરી ) કેમ તમારે કોઈ દીકરી છે કે?

**બીજો વટે.**—હા. મારે એક દીકરી છે.

**ચિ. પુ.**—તમે તેના ઉપર બહુ વહાલ રાખતા કે?

**બીજો વટે.**—હા હું બહુ વહાલ રાખુ છું.

**ચિ. પુ.**—ત્યારે તો હું તમારે માટે બહુ દિલગીર છું. તમે જઈને તપાસ કરો. બીચારી તે તો ગઈ.

**બીજો વટે.**—તમે બોલોછો શું? મારી વહાલી દીકરી ક્યાં ગઈ? મને જલદી કહો તે કયાં ગઈ?

**ચિ. પુ.**—તેતો પહોંચી ગઈ.

**વટે.**—અરે આ હું શું સાંભળું છું? તમે શું કરાચીથી આવ્યા કે?

**૧ લો વટે.**—(બીજાને) અરે એતો ગાંડો છે, જો એની આંખ તરફ.

**૨ જો વટે.**—હા, યાર એ ગાંડાએ તો મને નકામી ધાસ્તી ખવરાવી.

**ચ. પુ.**—તું ગાડો, તારો બાપ ગાંડો. (મારવા દોડે છે.)

(બેહુ વટેમાર્ગુ નાસી જાય છે. એક બ્રાહ્મણ ટીપણું લઇ પ્રવેશ કરે છે.)

**બ્રાહ્મણ**—શેઠજી, કલ્યાણ, તમારૂં આયુષ વધો; સુખી રહો. તમે તો પ્રતાપી પુરૂષ સો. જરા તમારૂં નામ કહેશો?

**ચિ. પુ.**—આવો, આવો મહારાજ; તમારી તો બહુ જરૂર છે. આ લ્યો: હું તમને મારી શાલ દાનમાં આપું છું.

**બ્રાહ્મણ**—(સ્વગત) આ તો કોઇ તરેહવાર માણસ જણાય છે એનું મગજ ખસીતો નથી ગયું? ગમે તેમ હોઃ આપણને શું તેમાં? એ દાન આપે છે તે શું કામ ન લઉં?

**બ્રાહ્મણ**—સ્વસ્તિ, કલ્યાણ. ઈશ્વર તમારૂં કલ્યાણ કરો. ભંડાર ભરો. (શાલ લે છે.) પણ શેઠ, તમારૂં નામ તો કહો?

**ચિ. પુ.**—મારૂં નામ—ઉભો રહે, હું યાદ કરી લઉં. મારૂં નામ. નવલ—નવલરામ.

**બ્રાહ્મણ**—નવલરામ કે? (વેઢા ગણે છે.) મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તોલા, વૃશ્ચિક—ઠીક વૃશ્ચિકરાશી. તમને રાહુની નડતર છે. હજી સ મહીના કઠણાઇ સે.

**નવલ.**—હવે તમારા ટીપણામાં જોઇને મને કહો કે મારી દીકરી હમણા ક્યાં હશે.

**બ્રાહ્મણ**—લ્યો હું જોઈ આપું. (ટીપણામાં આમ તેમ ફાંફાં મારે છે.)

**નવલ.**—આવા તમે મુઢમતિના કેમ છો? ટીપણું આપો, હું તમને મદદ કરૂં. આ જો, એતો સ્વર્ગમાં બેઠેલી છે. (ધબ્બો મારે છે.)

**બ્રાહ્મણ**—(સ્વગત) દુધિઆલ ગાયકી દો લાતભી ભલી. (પ્રકાશ) હા, સાબ, એતો આ ટાણે સ્વર્ગમાં હેંડોળે બેસી, જુઓ આમતેમ (હાથથી બતાવેછે.) ખૂબ હેસકા ખાયસે.

**નવલ.**—ધન્ય છે! તને ધન્ય છે! ત્યારે હું એક જણસ તને આપું તે એને પોહચાડી શકશે કે?

**બ્રાહ્મણ**—શું કૅમ નહીં? અમારી પાસે શાસ્ત્રનું જોર એવું સે કે, અહીં જુઓ, પાનને સુનો લગાડીએ તેટલા વખતમાં કહો તે ચીજ તમારી દીકરીના ખોળામાં જઈ પડે. આપ તમે તો બધું સમજો સો, વધારે હું શું કહું? આંખના એક પલકારામાં પોહચાડું.

**નવલ.**—વાહ! વાહવા! વાહવા! લે ત્યારે, લે ત્યારે. (ઘડિયાલ કાઢી) મારી લાડકી મારી પાસે હતી ત્યારે આ એના કાન આગળ હું ધરતો. અને તે ટક-ટક કિટકિટ સાંભળી બહુ મગન થતી. મહેરબાન, જયાં હોય ત્યાં એને મોકલી દે અથવા આપી આવ. હું તને એંધાણ કહું, એના ગાલ ઉપર એક તલ છે. પાછો જવાબ આપજે હો; પણ સબર, તારે કેટલી દીકરીઓ છે?

**બ્રાહ્મણ**--મારે કોઇ દીકરી કે દીકરો નથી.

**નવલ.**—જા, જા, નીકળ અહીંથી. તને પ્રીતિની કદર ક્યાંથી હોય?

(ઘસો મારી ઘડિયાલ પાછું લઇ લેછે, અને પાઘડી ઉરાડી દે છે.)

**બ્રાહ્મણ**—બાપરે! બાપરે! મારા બાપલીઆ. આ તો બહુ ભારી પડે.

(શાલ લઇ નાસે છે.)

**ગાંડિયો**—મારી રૂપલી, ઓ મારી રૂપલી, મને એક વખત તારૂં મુખડું દેખાડી જા. બસ, પછી ચાલી જજે. જો આટલી વાત મારી માન. મેં કોઇ પણ વાર તારી વાત નાકબૂલ રાખી નથી. અરે શું તું નથીજ આવવાની? નહીં તો મને તારી સાથે હિંડોળે બેસાડ. કેમ હવે તારો કેવો વિચાર છે? જલદી મને જવાબ આપ. તને જોવાની મને બહુ-તૃષ્ણા છે. તું એમ નહીં સમજતી કે મારો બાપ ગાંડો છે, એની પાસે ક્યાં જાઉં. મને ગાંડો નહીં સમજીશ હો. એતો લુચ્ચા, મતલબી લોકોની વાતો છે. જ્યારે તું મારી કને હતી ત્યારે એ લોકો દોઢ ડાહ્યા થઈ મને કહેતા હતા કે એટલો બધો લાડ ન કરવો. છોકરી વંઠી જશે. હવે એ ને એજ કપટી લોકો તારી આગળ આવી કહેશે કે તારો બાપ ઘેલો થયો છે પણ તું કંઇ માનતી નહીં. અરે લોકો કેવા દુષ્ટ! કેવા દગાખોર! કેવા નિમકહરામ! મેં એમની વાત ન માની તે માટે જમ-રાજાને ઊંધું ચતું સમજાવી મારી લાડકી દીકરી મારી પાસેથી ખુંચી લીધી. અરે બળો એ લોકો! જળો એ દુનિયા! આ મને શોભીતાં કપડાં શું કામ જોઇએ?

( કપડાં ઉતારી ફાડી ફેંકી દે છે. શરીરે ધૂળ લગાડીને )

તન ખાક મિલી પહેની કફની, કર જોગીકા સામાન ચલા;
અપની દીકરી શોધનકું, જંગલ સહરા બિયાબાન ફિરા.

( ચપટી વગાડે છે. )

( જમાલખાં પ્રવેશ કરે છે. )

**જમાલ.**—શેઠ આપ કિધર કે કિધર ચલે આએ. મેં આપકું ઢુંઢઢુંઢકે થક ગયા. શુકર ખુદાકા કે આપ આખરશ મિલે. આપને ફજરકું કુછભી નાશ્તા નહીં કીયા હય. દેડ બજનેકા શુમાર હુઆ હય. ચલો અભી મેરે સાથ ડંકીડોલપર બમનકા યક બીબીકા મકાન હય. વહાં, ચલો.

**નવલ.**—તું કોન હય? મેં તેરેકુ નહીં પેહેચાનતા. જા ઇધરસે. મેરેકુ મત સતા.

**જમાલખાં**—(સ્વગત) યા ઇલાહી, યેહ ક્યા ગઝબ! મેરા મખદૂમ મુજે પેહેચાનતાભી નહીં. (પ્રકાશ) મેં આપકા નોકર, આપકા તાબેદાર, જમાલખાં.

**ચિ. પુ.**—તું કોન આદમઝાદ હય યા જિન હય? આદમઝાદપર મેરા ઇતબાર નહીં હય. ચલો અભી રસ્તા પકડો.

**જમાલખાં**—( આંખમાં પાણી આવે છે. ) અરે અકલકા ગોહર ગુમ હો ગયા. ક્યા પરવરદિગારકી શાન હય! મગઝમેંભી ઘડિયાળકે મુઆફિક કમાનેં લગાઈ હય! અરે યેહ તો ભાગ જાતા હય! (પછવાડે દોડતો) મેરે મુરબ્બી, નવાઝિશ કરકે મેરે સાથ ચલો. મેં આપકા ગુલામ હું, મેરા નામ જમાલખાં.

**નવલ.**—હં હં! જમાલખાં, ક્યા તુને ક્યા બોલા?

**જમાલખાં**—હાં, મેરા નામ જમાલખાં.

**નવલ.**—સચ, તું મેરા નિમકહલાલ નોકર. ચલ મેં સાથ ચલતા હું. લેકિન કસમ ખા, તું મેરેકું કુત્તાભેકી ઇસ્પિટાલમેં તો નહીં લે જાતા હય? મેં યેહ બાતસે બોત ડરતા હું.

**જમાલખાં**—નહીં મેરી કસમ, મેં આપકુ ખિલાનેકે વાસ્તે લે જાતા હું. આપકુ ભૂખ નહીં લગી હય?

**નવલ.**—( પેટ ઠોકી ) હાં, ભૂખ તો લગી હય. ચલ શિતાબીસે ચલ.

( બેહુ જાય છે. )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ.—રસ્તો.

( જયશંકર એક ચિઠ્ઠી લઇ પ્રવેશ કરે છે. )

**જય.**—( સ્વગત ) અરે આ પત્રિકા મને કેવી પ્રિય લાગે છે! જેવી વાણી મધુર તેવુંજ લખાણ મધુર ! આથી મારી આશાઓ તાજી થાય છે. ભુપતના કાવતરાં એથી અજવાળામાં આવે છે. એના ધારણ કરેલાં મોરનાં પીછાં હવે પીંખી નાખવાં જોઇએ; અને કાગડા રૂપે એને જગતમાં જાણીતો કરવો જોઇએ. અંતે મારો સંદેહ જે મને પ્રથમ નિર્મૂલ્ય જણાતો હતો તે ખરો ઠર્યો. અરે ! હું એનાથી કેવો ઠગાઇ ગયો ! જેને હું મારો શુભેચ્છુ સમજતો હતો તેતો મારો પાયો સમૂળો ખોદી નાખવાજ મંડ્યો હતો ! તો પણ વખતસર મને ચેતવણી મળી. હજીસુધી કાંઇ બધું હાથથી ગયું નથી. આ પત્રિકાના છેલ્લા ભાગે તો મને પૂરો હરખ પમાડ્યો. અરે હું ભુલાવેતો નહીં ખાતો હોઉં ? હરખમાં કાંઇ ખોટું તો વંચાઇ ગયું નહીં હોય ? એક વખત ફરીથી વાંચી જાઉં. ( વાંચે છે. )

**સદ્‌ગુણ નિધાન બુદ્ધિસાગર,**

**મેહેરબાન શેઠ જયશંકર.**

આપને આ પત્રિકા લખવાની મેં હિમ્મત કરી છે તે આશા છે કે ઉદ્ધતાઇમાં નહીં ગણાશે. મેં ત્રણવાર પત્રિકા લખી ફાડી નાખી એવા ડરથી કે રખે હું સભ્યતાનું ઉલ્લંઘન કરતી હોઉં, પણ નીચેનો ખુલાસો અવશ્ય મારે કરવોજ જોઇએ એવું ધારી, હિમ્મત પકડી અંતે આ પત્રિકા લખી છે.

આપને યાદ હશે કે છેલ્લીવારે જ્યારે આપ અમારે ત્યાં પધાર્યા ત્યારે, ઉઠતી વખતે, આપની નીચેથી પાસા નીકળ્યા. અમને ભુપતે આગળથી આડું અવળું સમજાવી મુકયું હતું તેથી અમે આપનાવિષે ખોટા વિચાર લઇ ગયાં. પરંતુ મને પાછળથી શંકા થયાથી તપાસ કરતાં એવું માલમ પડ્યું કે તે વખતે અમારા માળાનો એક છોકરો ખડિયો આપવા આવ્યો હતો તેણે એ પાસા ભૂપતની શીખવણીથી આપની બાજુમાં રાખ્યા હતા. મારી તપાસના પરિણામથી મારો અવિચારી ખોટો ખ્યાલ દૂર થયો અને હું બહુ હર્ષિત થઇ કેમકે પ્રથમ જેને હું દોષ રહિત સમજી, મનુષ્ય જાતમાં

સર્વોપરી ગણી માન આપતી તેના સંબંધમાં મારો અમલનો ખરો મત સ્થપાયો. મોરનાં પીછાં ઘાલનાર કાગડો અંતે ઉઘાડો પડ્યો.

લિ. આપની આભારી અને ક્ષમાની અભિલાષી,

ગુણસુંદરી.

અરે એતો મને મનુષ્યમાં સર્વોપરી સમજે છે! (ચિઠ્ઠીને ચુંબન કરી) અંતે આશા પરીપૂર્ણ થશે એવો ભાસ થાય છે. પણ એની મા તે કેમ સમજશે? એનું વેણબાણ હજી મને સાલે છે! સંસારના સૌભાગ્ય ફરી વળ્યા! પરંતુ એ બધાં ભુપતના કૂડાં કર્મ. જોઉં હવે એ કેમ ફાવી જાય છે. જે અગત્યના કામ વાસ્તે હું આવ્યો તે તો એમજ રહી ગયું. એ તે ગાંડો થઇ ક્યાં નીકળી ગયો હશે? અરે માનવીનું મગજ એ અજબ યંત્ર છે! ઇશ્વરે એનું બંધારણ કોણ જાણે કેવું એ કર્યું હશે! માથાના તંતુઓ શું ખસી જતા હશે કે કોઈ તંતુ તુટી જતો હશે? કદાચ માત્ર સ્થિતિજ બદલી જતી હોય! (નેપથ્યમાં) "ખૂની પકડાયો! દગલબાઝ પકડાયો! ખણીવ્યો મિડે ખણીવ્યો."

**જય.**—(સ્વગત) અરે એતો દેવો ગાંડિયો! આજે તો એ કાંઈ તરેહવાર પુકાર મારે છે; (દેવો પ્રવેશ કરે છે.)

કેમરે દેવા આજે તું શું બોલે છે? ખૂની કોણ? દગલબાઝ કોણ?

**દેવો**—ખૂની પકડાયો! દગલબાજ પકડાયો!

**જય.**—બોલતો ખરો ખૂની ક્યાં છે?

**દેવો**—મિડે ખણીવ્યો! મિડે વ્યો! લુચ્ચા, ચોર.

**જય.**—(સ્વગત) એ ગાંડાની સાથે હું ક્યાં માથું ફોડું? મારે તો હજી બહુ કામ છે. નવલરામના વહીવટની પ્રથમ વ્યવસ્થા કરી આવું. પછી એને શોધું. (જાય છે.)

**દેવો**—(પાછળ દોડીને) શેઠ, શેઠ, ખૂની દગલબાજ! પકડો.

**જય.**—(પાછળ ફરીને) કોણ ખૂની? કોણ દગલબાજ? તું બોલે છે ક્યાં?

**દેવો**—હું તમને કહું. ભુ-ભુપત દગલ-દગલબાજ. દલાલ-દલાલ ખૂની.

**જય.**—કોણ? ભુપત? મહીપતરામ પાસે છે તેજ કે?

**દેવો**—હા, વડો દગલબાજ. મુંજા મિડે રૂપિયા ખાઇવ્યો. દલાલ મુંજે છોકરે કે વરલીજે પૂલ મથે.—

**જય.**—તારા દીકરાને મારી નાખ્યો કે? કિયો દલાલ? તેનું નામ શું?

**દેવો**—ઇનજો નાં હરી.

જય.—ઠીક, ઓળખ્યો. ભુપતે દગો કર્યો તેની કાંઈ આગેતી છે?

દેવો—આબ્રુત મારે વિંચંઇ વડો નિકામ.

જય.—એમ નહીં. હું તને પુછુછું કે તારી પાસે કાંઇ પૂરાવો છે કે!

દેવો—હા.

જય.—બોલ શું પૂરાવો છે?

દેવો—પૂરો કરે વિચંઈ. ઇનજો નઓદ વિધે. આનુ ખરાબ થીઓ. અરે મૂંજા હીરીયા તોકે તરામે ઇન ચંઢાલ સુમારેઇ. ઇનકે આજ રોસે વિજાં.

જય.—(સ્વગત) આટલો વખત સુધી એનું મગજ ઠીક હતું. હવે આડો ફાટયો. એની સાક્ષી તો કામ આવી ન શકે પણ કદાચ ફરી એનું મગજ જરા સ્વસ્થ થાય ત્યારે કાંઇક ઉપયોગી ખબર આપી શકે; એને ઘેર તેડી જાઉં. (પ્રકાશ) દેવા, હલ, મારી સાથે હલ. હું એ ખૂનીને પકડાવું. હલ. તું ફિકર નહીં રાખીશ. આઉં મદદ ડે તોકે. હલ, સાથે હલ. (સાથે તેડી જાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ.—મહીપતરામનું ઘર.

(મહીપતરામ, કમળા, અને કેટલાંક બહારનાં માણસો બેઠેલાં છે.)
(એક બાળક બિછાને પડેલું છે.)

મહીપત.—અરે હવે તો ડાકટર પણ આશા મુકીને ગયો! મ્હોનો રંગ પણ બદલી ગયો! આખા શરીર ઉપર ફિકાસ વધતી જાય છે હવે આપણો દાવો ગયો. જમરાજાનો કાબુ ચાલુ થઇ ચુક્યો. નાશવંત દુનિયા!

એકજણ—હવે તો છેલ્લી ક્રિયા કરવી જોઇએ, ગંગોદક અને તુલસીપત્ર મંગાવો.

બધાં માણસો—(એક અવાજે) રામ્રામ (લંબાવીને.)

કમળા—મારા માણેક, તું બોલ એક શબ્દ તો બોલ. આવો કઠણ હૈયાનો કેમ થયો છે? મેં કોઇવાર તારૂં દિલ દુઃખવ્યું હોય તો મને માફ કરજે. આમ આંખો તાણી તાણીને કેમ જુએ છે? શરીર આમ ખેંચાય છે કેમ? અરે હાથ પગ થંડાગાર થઇ ગયા! અરે શું મારો માણેક પણ ગયો? મોતી ગયો તેની સાથે માણેક પણ ગયો? અરે ઇશ્વર મારાઉપર તું આવો કેમ રૂઠ્યો છે? અરે તું તો સર્વ શક્તિવાન છે. હજી પણ

ઇચ્છા કરે તો એને પલમાં ઉઠાડી શકે. ઓ દીનદયાળ મુજ અબળા ઉપર કરૂણા કર. મારો એજ પ્રાણાધાર છે. અરે દેવતાઓ, મારો કાંઇક પક્ષ ખેંચો. મારા દીકરાને ઉગારો! હે ભવાની તું મારી વારે આવ. મારા દીકરાને બચાવ. હું તારે માટે રૂપાનો બાજઠ ઘડાવી આપું. રે! કોઈ મારી મદદે આવતું નથી. પીટ્યા ડાકટરો પણ દવા આપી આપી થાક્યા. મૂઆ એતો પૈસા લઇ જાણે. હે ભવાની, તને તો સ્ત્રીજાત ઉપર ખચિત દયા આવશે. જો, આ ટાણે મને સહાય થા. આ મારૂં બધું ધન આપી દઉં.

**એકજણ**—બાઈ, હવે એ વિનંતીથી કાંઈ વળવાનું નથી. (બીજા માણસોને) હવે એને નવરાવીને નીચે ભોંયે નાંખો. (ઉંચકે છે.)

**કમળા**—અરે ઘાતકી લોકો આ તમે શો જુલમ કરો છો! એના ઉપર પાણી શું કામ રેડો છો? શું તમે આશાજ મુકી દીધી? મને તો હજી આશા છે.—એની ફુલ જેવી કાયાને છાણથી ભરેલી ભોંય ઉપર કેમ પટકો છો? એને તો મેં સદા સુંવાળા રેશમની પથારી ઉપર સુવાડ્યો છે. એના શરીરને મેં કોઇવાર લેશભાર ઇજા થવા દીધી નથી. હાય! જરા સંભાળ તો લ્યો. ધીમે ધીમે મુકો.

**મહીપત**—પ્રિયા, જરા ધીરજ રાખ.

**કમળા**—ધીરજ તે કેમ રહે? અરે એને સંકોર્યો છો શું કામ? આ શું કરો છો? એને લઈ ક્યાં જાઓ છો? (શબ પાછલ દોડી) હું એને નહીં જવા દઊં. (મહીપત સમજાવે છે. ને મહીપત તથા બીજા શબ ઉંચકી જાય છે.)

**કમળા**—(માથું કૂટી) અરે હાય હવે હું શું કરૂં! મારી જીવનદોરી તુટી. અરે મારા રૂપવંતા માણેક જાયા! રે મારા અમૂલ્ય માણેક, તું ગુમ થયો કે? મેં તને લાડ લડાવ્યા તે આ દિવસ જોવા માટે કે? હાય મારા મનના કોડ મનમાંજ રહ્યા. મારા માણેક આખર તું મને રડતી મુકી ચાલ્યો ગયો કે? તારા ભાઇને મળવાને તું એટલો બધો અધીરો કેમ થયો? (છાતી કૂટીને) રે! મારાપર જરા તો દયા આણવી હતી? હાય! હું શું કામ ન મુઇ? હવે આ ઝેર જેવા જગતમાં રહી શું કરૂં? હાય! હાય! આ શો ગજબ! (માથાના વાળ પીખી નાંખે છે.)

(છાતી કૂટતી અને મોટે સાદે રડતી.)

દુહા.

મારા માણેક તું ગયો, મુકી મને દુઃખ માંહે;
વાસ કર્યો પરલોકમાં, જઇ જામ્યો સુખમાંહે.

મા તારી રોતી રહી, ન કર્યો તેં વિચાર;
અંધાપો મુજને થયો, શુન્ય શુન્ય સંસાર.
ઘર તો કરડી ખાયરે, કારી લાગ્યું તીર;
ખટ રસ સૌ વિષ સમ થયા, આભૂષણ જંજીર.

હાય મારા મણી ! તુ મને કેમ વિસરે ? તારી મનોહર છબી મારાં નેત્ર ઉપર કોતરાઇજ રહી છે. રે હું કરમની ફૂટી હવે કયાં જાઉં, શું કરૂં ?

પ્રિય મણી તારા વના, કયમ મુજથી જીવાય;
અંધારાં આવે મને, થર થર ધ્રુજે કાય.

( મૂર્છાગત થાય છે. બાહારના સ્ત્રીઓ રોતી કૂટતી આવેછે; કમળાને ઉચકી લે છે. )

---

# અંક પાચમો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ.—મીઠીબાઇનું ઘર.

( ભુપત પ્રવેશ કરે છે. )

**ભુપત**—( બારણા આગળ આવી સ્વગત ) અરે છોકરાએ તો કામ બગાડી નાખ્યું ગુણસુંદરીને સંદેહ તે કેમ ઉપજ્યો હશે ? છોકરી બહુ ચંચળ છે.—કાંઇ ચિંતા નહીં. હું પોહોંચી વળીશ. ચોકડું બરોબર બેસાડ્યું છે. સ્ત્રીઓનો સંદેહ દૂર કરવો એના જેવું સહેલું કામ એકે નહીં.
( નોમ ઉર્તરીને બારણું ઠોકે છે. )

**મીઠી.**—( અંદરથી ) કોણ છે ?

**ભુપત**—હું છું.

**મીઠી.**—કોણ ભુપત કે ? ( ઉઘાડે છે. )

**ભુપત**—મારે ત્યાં એકજણ મળવા આવ્યો છે તેને ચુનો અને તમાકુ જોઇએ છે. હું તો પાન સોપારી પણ કોઇ વાર ખાતો નથી, તે તમે જાણોછો એટલે એ ચીજો હું રાખતોજ નથી. જો તમારી પાસે હોય તો જરા આપો.

**મીઠી.**—ભુપત, આ તમે શું કર્યું ? આવું કામ કરીએ ? હું તમને એવા નહોતી ધારતી.

**ભુપત**—કેમ મેં શું કર્યું ?

**મીઠી.**—તમે પેલા છોકરાને શીખવી જુગારના નાના પાસા જયશંકરની નીચે રખાવ્યા. મને બધી ખબર પડી.

**ભુપત**—તમે જો એમ સમજતાં હો તો તમારી ભુલ છે. મેં એ છોકરાને મોકલ્યો હતો ખરો પણ એને મેં એમ કહ્યું હતું કે એ પાસા જયશંકરને આપી આવજે, પણ એ છોકરાની હિમ્મત ચાલી નહીં તેથી એ પાસા એની પાસે મુકી ચાલતો થયો. જયશંકર પહેલાં મારી પાસે આવ્યો હતો અને એણે ગજવામાંથી રૂમાલ મારે ત્યાં કાઢયો હતો તેથી મેં ધાર્યું કે તે એના ગજવામાંથી પડી ગયા હશે.

**મીઠી.**—એ તમારો ખુલાસો કાંઇ મનમાનનો નથી. વારૂ, એને તમે પાસા મોકલી કેમ દીધા? એ જુગાર રમે તેમાં તમે ખુશી ખરા કે?

**ભુપત**—મેં કેવા વિચારથી પાસા મોકલ્યા તે હું તમને કહું. મેં ધાર્યું કે તમારી રૂબરૂ એ પાસા એને મળશે એટલે એ એવો ઝંખવાણો પડશે કે બીજી વાર જુગટું રમવાની મરજી નહીં કરે; એને માઠું તો લાગશે પણ એ એના લાભની વાત છે. તમને ખબર નથી કે કડવું ઓસડ વાલેસરી પાય? મેં તો એના હિતઅર્થે એમ કર્યું. પણ જો તમને એ વાજબી ન લાગતું હોય તો તેમાં મારો કાંઇ ઉપાય નહીં. હું ધારૂંછું હજી તમારી ખાત્રી થઇ ન હોય!

**મીઠી.**—એતો તમે ઠીક કર્યું. હું કેવી ભોળી કે નકામો ખોટો વિચાર લઇ ગઇ. તમે તો વાજબીજ કર્યું.

**ભુપત**—પણ આજે ભલાઇનો વખત નથી. દયા ડાકેણ થઈ ખાય. તમે સાંભળીને અચરત થશો કે મેં જ્યારે એને એ છંદમાંથી છોડવવા પ્રયત્ન કર્યો ત્યારે એણે ઉલટોજ રસ્તો પકડ્યો. હું એને ઠપકો ન આપી શકું તે માટે મને એ છંદમા લલચાવવા મારી પાસે એકજણને કામને મિષે એ મોકલ્યા કરે છે. હમણા પણ તે શખ્સ ઉપર છે.

**મીઠી.**—વાત તો તમારી ખરી છે. આજે ભલાઇની દુનિયાજ નથી. મેં એકાદ બે જણી સાથે ભલાઈ કરી તો તેઓએ ઉલટી બુરાઇ કરી.

**ગુણ.**—(ભુપતને) પણ જયશંકર જુગારી છે તેનો કાંઈ પૂરાવો તમારી પાસે છે કે?

**ભુપત**—અરે ઇશ્વર કરેને એનો કાંઇ પૂરાવો નહીં હોય. જો એ વાત ખોટી હોય તોજ સારૂં. મેં પણ એ વાત પ્રથમ જુઠી માની. પણ હવે તો મારી ખાત્રી થઇ ચૂકી છે.

**ગુણ.**—(સ્વગત) એમ કહી એ અખાડા કરી જાય છે. પણ હું એને એમ છટકવા ન દઊં. (પ્રકાશ) તમારી ખાતરી કેમ થઇ તે અમને તો કહો.

**ભુપત**—તમારી ખાત્રી કરવી હોય તો હું કરી આપું. (હરીને બોલાવે છે.)

(હરી પ્રવેશ કરે છે.)

(હરીને) તમે જયશંકરને ઓળખો છો કે?

**હરી**—હું સારી પેઠે ઓળખું છું.

**ભુપત**—તમને એક વાત પુછવી છે તેનો ખરેખરો ઉત્તર આપજો. જયશંકરને તમે કોઇવાર જુગાર રમતાં દીઠો છે કે?

**હરી**—હા ઘણી વાર, પણ તેમાં થયું શું? એ છોકરો તો બહુ ભલો છે. બુદ્ધિવાન પણ તેવોજ. એની બોલવાની છટા કેવી છે! એ જુગાર રમે છે તે ઉપરથી મને તો એમજ વિચાર આવે છે કે દરેક માણસે તેમ કરવું જોઇએ.

**ભુપત**—વાહરે તમારી અકલ! મને પણ તમે એજ રસ્તે દોરી જવા માગો છો કે! તમારે નક્કી સમજવું કે અહીં તમારૂં કંઇ વળવાનું નથી.

**મીઠી.**—જો જો, સંભાળ રાખજો. રખે એ છંદમાં તમે પડતા. (હરીને) ત્યારે જયશંકરને તમે જુગાર રમતાં દીઠો ખરો કે?

**હરી**—પણ તેમાં થયું શું? જુગાર તો મોટા મોટા માણસો રમે છે. બીકણ અને કંજુસ હોય તે ન રમે.

**ભુપત**—એ છોને ગમે તે કહે. હું કાંઇ એવો ગાંડો નથી કે એ ફંદમાં ફસું. હવે આ છોકરો પણ આવ્યો,-કેમરે મગન, મેં તને તે દહાડે પાસા આપ્યા ત્યારે શું કહ્યું હતું?

**મગન**—તમે પેલા જયશીખરી-શું એનું નામ-તેને પાસા આપી આવવા કહ્યું હતું.

**ભુપત**—અને તે પ્રમાણે તેં જયશંકરને આપ્યા કે?

**મગન**—હું તો બીધો, બા. મને મારી લે ત્યારે? પાસા એની સોડમાં મુકી ચાલી નીકળ્યો. મને માફ કરો હું તો જાઊં છું. (જાય છે.)

**મીઠી.**—(ગુણસુંદરીને) કેમ હવે તારે કાંઇ ભુપતને પુછવું છે? તારી ખાતરી કરવી હોય તો કરી લે.

**ગુણ.**—માજી, મારે કાંઇ પુછવું નથી.

**મીઠી.**—ધન્ય છે તમને ભુપત, તમે તો જે કરવું ઘટે તેજ કર્યું.—આ હવે ચુનો ને તમાકુ. વાતોમાં હું તો ભુલીજ ગઇ. (આપે છે) હવે અમને

અણુમાત્ર સંદેહ રહ્યો નથી. એને બે ઘડી નીચું જોવું પડે. પણ એ સમજે તો એમાંથી એનું ભલુંજ થાય.

( એકજણ જયશંકર જયશંકર પોકારતો પ્રવેશ કરે છે. )

**અજાણ્યો પુરૂષ.**—( બારણા આગળ આવી ) જયશંકર ક્યાં રહે છે ?

**ભુપત**—કિયો જયશંકર ?

**અ. પુ.**—જયશંકર જુગારી.

**ભુપત**—અંહી જયશંકર જુગારી કોઇ નથી. જાઓ તમારે રસ્તે.

**અ. પુ.**—મેં એને ક્વચિત બેવાર આ માળા ઉપર ચઢતાં દીઠો કદાચ એ ઉપર રહેતો હશે.

**મીઠી.**—જયશંકર સાથે તમારે શું કામ છે ?

**અ. પુ.**—બાઇ તમે ભલાં છો. તમે એનો પત્તો આપો.

**મીઠી.**—કામ શું છે તેતો કહો.

**ભુપત**—આપણને વધારે પુછવાનું શું પ્રયોજન ? જુગારીઓ સાથે આપણે શું કામ ? આપણે જે જયશંકરને ઓળખીએછીએ તેતો એ કહે છે તે નહીંજ હોય.

**મીઠી.**—પુછવા તો દો. આપણું શું જાય છે ?

**અ. પુ.**—આ કોણ છે ? એ નકામી ટકટક શું કામ કરે છે ? તમે બહુ દયાળુ છો. તમને હું બધું સાચે સાચું કહું.

**ભુપત**—ટકટકવાલા રહેવા દે. ચાલ અંહીથી, જલદી નીકળ.

**અ. પુ.**—બાઇ, આ કોણ તમારા સગામાંથી તો નથી ના ? એની ટકટ હું બધી બંધ કરી મુકું.

**ભુપત**—તારૂં કાળું કર અંહીથી; નહીં તો લાત મારી કાઢી મુકીશ.

( તેના તરફ ધસે છે. )

**મીઠી.**—( અટકાવીને ) બસ ભુપત; આ તમને શું થયું છે ? એ શું કહે છે તે સાંભળો તો ખરા.—કહો જોઇએ તમે જયશંકર વિષે શું કહેતા હતા?

**અ. પુ.**—એ કાલે મારી સાથે જુગાર રમ્યો તેમાં પાંચ રૂપિયા હાર્યો. મને કહે હમણા મારી પાસે રૂપિયા નથી. આ ચોપડી અને ટોપી તમારી કને મુકી જાઉં છું. હું એક કલાકમાં રૂપિયા લઇ આવું છું.

**મીઠી.**—ટોપી તમારી પાસે છે કે ? જોઉં.

**અ. પુ.**—જુઓ આ ટોપી અને આ ચોપડી. ( આપે છે. )

**મીઠી.**—અરે એતો મારી ગુણસુંદરીની સીવેલી લાગે છે. ( ગુણસુંદરીને ) એમાં તેં એના નામના બે અક્ષર સીવ્યા હતા તે એજ કે ?

( ગુણસુંદરી માથું હલાવે છે.)

—જુઓ ભુપત, તમે તો એને પુછવા ના કહેતા હતા, જો એને નહીં પુછ્યું હોત તો આપણને શું ખબર પડત? આ જુઓ ગમેતો ચોપડી; એના ઉપર પણ એનુંજ નામ હશે. (ભુપતને આપે છે.)

**ભુપત**—હા, એનુંજ નામ છે. મેં તો એમ નહીં ધાર્યું હતું કે જુગારનું આટલું બધું એને વ્યસન લાગ્યું હશે. એના નામ ઉપર જુગારીની છાપ પડી હશે એતો સ્વપ્નમાં પણ મને ખ્યાલ નહોતો. અરે બીચારો આમ સપડાઇ ગયો છે!

**મીઠી.**—તમે હજી ભોળા છો. મેં તો પ્રથમથીજ ધાર્યું કે એજ જયશંકર હશે તેથી તો આટલા પ્રશ્ન પુછ્યા.

**અ. પુ.**—બાઇ હવે એના ઘરનો મને પત્તો બતાવો.

**મીઠી.**—હા, હું તમને બતાવું.

**ભુપત**—નહીં, નહીં. તમે નહીં કહેતાં; બીચારાને નકામો હેરાન કરશે. આપો, એ ટોપી અને ચોપડી. આ લે પાંચ રૂપિયા. હવે કાંઇ જયશં-કર સાથે તમારે કામ છે? (રૂપિયા આપે છે. જુગારી ખુશી થતો જાય છે.)

**મીઠી.**—તમે નકામા પાંચ રૂપિયા ખોયા. એના માબાપને ખબર પડત તો એને પછી જુગાર રમવાનું કઠણ થઇ પડત.

**ભુપત**—તમને ખબર નથી. એ જુગારીઓ એવા ચંડાળ હોય છે કે હાથ ઉપાડતાં વાર ન લગાડે. જયશંકર બીચારો રસ્તામાં મળી ગયો હોત તો એ માર્યાવગર મુકત નહીં. હવે હું જાઉં છું. (ભુપત અને હરી જાય છે.)

**મીઠી.**—મને સાંજના મળજો—જો મેં તને આગળથી નહોતું કહ્યું કે ભુપત એવો લુચ્ચો ન હોય. હવે તું જયશંકરને બીજી ચિઠ્ઠી લખ કે પહેલી ચિઠ્ઠી ભુલથી લખાઇ. પાછળથી કેટલીક વાત જાણવામાં આવી તે ઉપરથી ખુલ્લું જણાય છે કે ભુપતનું કહેવું તદન ખરૂં છે માટે હવે અમારે તમારી જોડે કશી રીતનો સંબંધ રાખવો નથી. અમારે ઘેર હવેથી તમારે ન આવવું.-જોયું ભુપત કેવો દયાળુ! જયશંકરને માર ન પડે તે માટે રૂપિયા પાંચ ઝટ કાઢી આપ્યા. ચિઠ્ઠી હમણાજ લખી નાખ.

**ગુણ.**—માજી, હું જરા વિચાર કરી લખવું ઘટશે તે લખીશ.

**મીઠી.**—હવે એમાં વિચારવાનું શું હોય! હું શાક લઇ આવું છું તેટલા-માં તું લખી નાખ. (જાય છે)

**ગુણ.**—(નિસાસો નાખો) અરે રે! શું અંતે હું નિરાશજ થવાની? જેને હું લુચ્ચાઓનો સરદાર સમજતી તેતો ભલો અને સાચો ઠર્યો! હજી

એમાં કાંઇ કાવતરૂં તો નહીં હોય?—નહીં હવે તો કશી રીતનો ઠગાઇનો સંભવ રહ્યો નથી. એમણે મારી સીવેલી ટોપી ગીરવી રાખી! રે જયશંકર, આ તમને શું થયું છે? તમારી બુદ્ધિ અને વિદ્યા ક્યાં અલોપ થઈ ગઇ?—પણ જયશંકરને હું એમ લખું કે મારે ઘેર હવેથી નહીં આવવું! મારા હાથ કપાઇ કેમ જતા નથી પણ એમ કદી મારાથી લખાય? હમણા તો મારે પત્રિકા લખવી નહીં. ડાહ્યા પુરૂષો કહી ગયાછે કે અતિ શોક કે હર્ષ સમયે કોઇ અગત્યનું પગલું ભરવુ નહીં. હું કેવી અભાગીણી! અમૃતનો પ્યાલો હાથમાંથી ઝુંટાઈ ગયો. હે પ્રારબ્ધ તું નિર્દય થઇ મને આશા અને નિરાશા વચ્ચે શું કામ રમાડ્યા કરે છે! એક વખત આશાની ટોચપર લાવી મને પાછી નિરાશાની તળેટીએ કેમ ગબડાવી દે છે? પ્રથમ મેં જેમ તેમ મન દૃઢ કરી મુક્યું હતું. ફરી છોકરાને પુછતાં આશા ઉપજી. અને તે પછી આ જે નિરાશા થઈ છે તે વસમી લાગે છે. આશા તાજી નજ થઇ હોત તો આટલું ન લાગત. આ આશા ભંગ થયાથી મારી બધી નસો કેમ ફાટતી નથી એ સમજાતું નથી.

કવિત.

અરે દૈવ આ તેં કેવો ક્રૂર ખેલ માંડી કરી,<br>
મારા જેવી અવસીલી રાંકને રંજાડે છે!<br>
ઘડી મને આશા ભરપૂર કરી સ્વર્ગસુખ,<br>
ઉત્તમ પ્રકારતણું દૂરથી દેખાડે છે.<br>
બીજી ઘડી સુખાસન ઉપરથી ઢાળીને તું,<br>
નિરાશાને નર્કતણે ઝાંપે હાંકી કાઢે છે.<br>
આશાના શિખરપર ઠાકઠીક બેસાડીને,<br>
પછી હડસેલી ઝટ પાતાળે પહોંચાડે છે.

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ.—રસ્તો.

(ભુપત અને હરી વાતો કરતા ઉભા છે.)

હરી—ભુપત, તું મને આમ પીડે છે શું કામ? દલાલીના પચાસે રૂપિયા તને કેમ આપી દઉં? પછી મારી બૈરી છોકરાં ખાય શું?

ભુપત—તારી પાસે સારી પેઠે જીવ છે. નકામો ઢોંગ શું લઈ બેઠો છે!

હરી—આ લે તને પચીસ આપું. હવે મને મુક. તારા કહ્યા પ્રમાણે મેં મીઠીબાઈ આગળ સાક્ષી આપી તેનો તો કાંઈ વિચાર કર. બીજું પણ જે કાંઈ તું કહેતો આવે છે તે ગુલામની પેઠે તત્કાળ બજાવું છું. (સ્વગત) હું કેવો ભાગ્યહિણ! આવાં કુકર્મો મેં શું કામ કર્યાં કે આ દૈત મને આવી રીતે કનડે છે!

ભુપત—એમાં તારૂં કાંઈ વળે નહીં. તારા જીવની જો તું કદર સમજતો હોય તો રૂપિયા પચાસ ઝટ કાઢ.

હરી—લે ત્યારે ત્રીસ લે. (ગણી આપે છે.)

ભુપત—હું એક પૈ પણ ઓછી લેવાનો નથી. મારી ગુણસુંદરી વાસ્તે ઘરેણાં કરાવવાં છે તેમાં રૂપિયા બસો ઘટે છે. હજી દોઢસો રૂપિયા વાસ્તે બીજી કાંઇ યુક્તિ કરવી પડશે.

હરી—જો ભુપત, આ તું ઠીક નથી કરતો; આ વખતે તું બહુ નિર્દય થાય છે. હું તને લાચારીએ રૂપિયા આપું છું. પણ એ લઇ તું સુખી નથી થવાનો. (બીજા વીશ આપે છે.)

ભુપત—હું નિર્દય નહીં થાત પણ તેં મારી સાથે પણ વિશ્વાસઘાત કર્યો તેથી મારે એ રસ્તો લેવો પડયો.

હરી—મેં તારી સાથે કોઇ રીતનો વિશ્વાસઘાત કર્યો નથી. જે જે તું હુકમ કરતો તે હું માથે ચઢાવતો અને તેનો બદલો તું આવી રીતનો આપે છે કે? બતાવ મને, મેં કિયો વિશ્વાસઘાત કર્યો.

ભુપત—શું તેં જયશંકર આગળ બધો મર્મ બોલી નથી દીધો?

હરી.—મેં કાંઈ પણ કહ્યું નથી. હું કહી દઊં પછી તારાથી કેમ છુટું? તું નકામું મારા ઉપર આળ ચઢાવે છે.

ભુપત—જયશંકર હવે મારા ઉપર શકની નજરથી જુએ છે અને પોતાનો ભેદ બિલકુલ કહેતો નથી તે ઉપરથી મારી ખાત્રી થાય છે કે તેં કદાપિ બધું એને નહીં કહી દીધું હોય તો અણસારામાં કાંઇક સમજાવી દીધું હશે.

હરી—તું નકામા બહાનાં લાવે છે. જયશંકર તારા ઉપર શકની નજરથી જુએ છે તેથી શું મેં અપરાધ કર્યો? તું આવી રીતના બહાનાં કરે છે ત્યારે મારો કાંઈ ઉપાય નથી. હવે આપણો સંબંધ ચુક્યો. (જાય છે.)

ભુપત—(રોકીને) એમ દિલગીર થઇ કેમ જાય છે? આ રૂપિયા તો સોનારને જરૂર આપવા છે તેથી તારી પાસેથી લીધા, નહીં તો હું તારી પાસેથી નહીં લેત. પણ પચાસ રૂપિયામાં દમ શો! મારી વાત માને તો

હું તને હજારો રૂપિયાનો લાભ કરી દઉં. એક હિમ્મત ભરેલું કામ કરવું છે. તારી પાસે બે ત્રણ વિશ્વાસુ માણસ છે કે ?

**હરી**—હા છે. પણ કામ શું તે તો કહેતો નથી.

**ભુપત**—આવ ત્યારે તને સમજાવુ પાડું. (કાનમાં કહે છે)

**હરી**—(ખુશી થતો) ઠીક એ તો બહુ સરસ. ત્યારે કાલે રાતના અગિયાર વાગે અમે પાછલે દરવાજે આવશું. (બેઉ જાય છે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ.—દાદર.

(નવલરામ અને જમાલખાં પ્રવેશ કરે છે.)

**જમાલખાં**—(સ્વગત) અરે યેતો દાદર આયા! અબ ખુદા માલુમ કિધર લે જાયેંગે. કુછ બોલતેભી નહીં. ઇશારેસે કામ ચલાતે. ભલા પૂછતો દેખું. (પ્રકાશ) શેઠ અભી કિધર ચલે ?

**નવલ.**—(હાથથી સૂચવે છે આગળ)

**જમાલખાં**—મેં તો અબ થક ગયા હું.

**નવલ.**—(ઇશારાથી જણાવે છે કે તમે બેસો અથવા જાઓ, હું આગળ જઇશ. મારી દીકરોને જઇ મળીશ.)

**જમાલખાં**—ક્યા આપકી લડકીકે પાસ ? આપકુ રસ્તા કોન બતાએગા ? ખિલાવેગા કોન ?

**નવલ.**—(સૂચવે છે હું છું ને મારો ખુદા છે.)

**જમાલખાં**—કુછ પરવા મત રખો. આપકા ગુલામ આપકી ખિદમતમેં હાઝિર હયે. મેરી જાન જાવે તોભી મુઝાકા નહીં. ચલો મેં તૈયાર હું.

**નવલ.**—(જમાલખાંની પીઠ થાપી કોટી કરે છે અને મનમાં ગાતો આંગળી હલાવતો જરા આગળ ચાલે છે. પોતાની દીકરોને આકાશ તરફ હાથ કરી બોલાવે છે. પોતાની છાતી સરસી દાબવાનું દાખવે છે, ને એકદમ દોડે છે; જમાલખાં ઉતાવળે પાછળ જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ.—માધવલાલના ઘરની એક ઓરડી.

(દેવો સાદરીપર બેસી લખે છે. જયશંકર પ્રવેશ કરે છે.)

**જય.**—શાબાશ. એટલામાં લખી પણ રહ્યો કે ? હવે તો અક્ષર પણ સારા થાય છે.

દેવો.—હવે મને નોકરી મળી શકે કે?

જય.—હા, હવે મળી શકે. મહીનાના રૂપિયા વીસ હું તને અપાવીશ.

દેવો.—મને હવે અંગ્રેજી શીખવાની મરજી થાય છે. કાયદા શીખી પછી ભુપતને સપડાવું.

જય.—ધીમે ધીમે બધું થશે. ભુપત અને હરી વિષે તેં જે ખબર આપી તેનો કાંઇક ઉપયોગ થઈ શકે, પણ તેં અધુરી ખબર આપી; તેઓ શું કરે છે કિયે ઠેકાણે જાય છે તે બધું જઇને જોઈ આવ.

દેવો.—(હરખથી નાચતો) ઇ કમ મુકે પસન આઇએ. (જાય છે.)

જય.—(સ્વગત) એનું મગજ હવે, બહુ સુધરી ગયું છે. રફતે રફતે ઠેકાણે આવી જશે. (માધવલાલ પ્રવેશ કરે છે.)

માધવ.—કેમ જયશંકર, દેવો ક્યાં છે? એને તેં ઠીક સુધારી મુક્યો.

જય.—એને મેં હમણાજ કામે મોકલ્યો.

માધવ.—અવકાશ વેળા એનાથી મને બહુ ગમત મળે છે. મારી સાથે એ ભરત રમે છે. કોઇવાર ચોપડમાં રંગની બાજી રમે છે. રમતમાં એનું ધ્યાન બરાબર રહે છે. માત્ર નાણાં કે પુત્રની વાતમાં એનું મન સ્થિર રહેતું નથી.

જય.—એને અહીં ઠીક પડે છે તેનું કારણ તો કેટલુંક એજ છે. એવાઓને થોડી મેહેનત અને થોડી ગમત આપવી જોઇએ. શાંત પ્રકૃતિના ગાંડા લોકો બરચાં જેવાં છે. તેઓ બીજાઓને ઉપયોગી થવા બરચાંઓની પેઠેજ બહુ ખંતી રહે છે. એને રોજ થોડું લખવાનું કામ સોપું છું; અને વખતે વખત ભુપત અને હરીની હાલચાલ ઉપર દેખરેખ રાખવા મોકલું છું. એ બેહુને શિક્ષાએ પોંહચાડવા ઉપર એનું મન લાગેલું છે. તેથી એ કામ ઉમંગથી કરે છે. વળી તમે એને ગમતની સાથે બોધ આપોછો તેથી એને ફાયદો થયો છે.

માધવ.—અમે તો જુની ઢબના માણસ છઇએ; જેમ તેમ સમજાવીએ. પણ તેં એને ક્યાં મોકલ્યો છે?

જય.—ભુપત અને હરીને માટેજ મોકલ્યો છે.

માધવ.—એ કામ એનાથી એકલે હાથે પાર ન ઉતરે; બીજા કોઇની મદદ જોઇએ.

જય.—તમારો વિચાર યોગ્ય છે. હું બીજા કોઇને પણ મોકલીશ.

માધવ.—અરે ભુપત કેવો ખંધો! ધીમે ધીમે એની ખંધાઇ ઉઘાડી

પડતી જાય છે. મને પણ એણે ઠીક છેતર્યો. તે દહાડે હું છોકરાઓને રજા આપી તાપથી હેરાન થયો હતો તે પણ એનેજ લીધે.

**જય.**—એમ તે કેમ બને ?

**માધવ.**—હું તને બધી વાત માંડીને કહીશ. રસોઇ હવે તૈયાર હશે. ચાલ જમતાં જમતાં વાતો કરીશું.

**જય.**—મારે એક ચિઠ્ઠીનો ઉત્તર લખવો છે. કંઇ ચિંતા નહીં; ચાલો, જમીને લખીશ. (બેઉ જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ.—દાદર.

**જય.**—અંતે પત્તો મળ્યો ખરો. એની સાથે મુસલમાન કોણ હશે ! હા, પેલો એનો વફાદાર પટાવાળો જમાલખાં હશે. એના વગર બીજો કોઇ નહીં હોય. હું પા કલાક વહેલો આવ્યો હોત તો એમને પકડી પાડત. પરંતુ કૉનસ્ટેબલને સમજાવતાં વખત લાગ્યો. મુંબઇની ડીટેકટીવ પોલીસના માણસો બહુ ખબરદાર છે. એને ગમે ત્યાંથી ખોળી કાઢશે. અરે આવી ઉત્તમ બુદ્ધિને સવળે માર્ગે વાપરી હોત તો એ કેવાં કેવાં મહાભારત કામ કરી શક્ત. એ પકડાયો તો બીચારાને સખત મજુરી સાથે કેદખાનું ભોગવવું પડશે. મને તો એ મારા જુના સોબતી વાસ્તે દયા ઉપજે છે. મેં એની પાછળ પોલીસ નહીં લગાડી હોત તો ઠીક. જો પંજામાં આવી ગયો તો કેદખાનું ભોગવ્યા પહેલાં પણ એને બહુ બહુ વેઠવું પડશે; પણ એ દયા ખોટી છે. વિકાળ વરૂ ઉપર દયા કરવી તે નિર્દોષ મેંઢા ઉપર ઘાતકીપણું કરવા સમાન છે. સાપનું રક્ષણ કરીએ તો ઉલટો આવીને ડંખે, વીંછીના મ્હોને ખાસડું ભલું. ધિક્કાર છે એને ! આવી કૃતઘ્નતા ! પોતાના શેઠને પોતાને હાથેજ લુટાવ્યા ! ફિટકાર પડો એવી બુદ્ધિઉપર ! મહીપતરામને શિરતો દુઃખના ઢગ ઢલવાયા. બેહુ દીકરા ગયા અને તેના શોકમાં સ્ત્રી પણ મરણ પામી. વળી ઓછામાં પુરૂં ધન ગયું. એઓ તેજ દહાડે ઘર.વેચી અદૃશ્ય થઇ ગયા. એમને હું ધારૂં છું કે વૈરાગ ઉપર વૃતિ થઇ હશે તેથી ક્યાંક જંગલમાં નીકળી પડ્યા હશે. હરી પકડાયો છે તેથી એમને અડધું ધન તો પાછું મળશેજ. એ સાધુ પુરૂષની મુલાકાત થાય તો સારૂં. એમને તો હજી ભુપતનાં

કુકર્મોની ખબર પણ નહીં હોય. પ્રથમ તો મારે નવલરામને ખોળી કાઢવો જોઇએ. માહીમનો રસ્તો આજ હશે. (ઉતાવળે જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ.—માહીમની એક નાની વાડી.

( મહીપતરામ ઝાડોને પાણી સીંચતાં ગાય છે. )

#### કવિત.

સૃષ્ટિનું મંડાણ એવું નિત્ય વસ્તુ નહીં એક,
જઇને તપાસ કર દેશમા—વિદેશમાં.
કપટ ને કાવતરાં વરજજે અહંકાર,
ખોઇશ માં કાળ તારો દ્વેષમાં કે ક્લેશમાં;
લોભ મોહ તજી દઇ ઉતાવળું કામ કદી,
કરીશ માં આંખ મીચી ક્રોધના આવેશમાં,
પડે મોટી મોજ તને, આનંદની લે'ર સદા,
હૈડું તારૂં હોય કદી, નીતિની રવેશમાં.

અરે કેવો મોટો ફેરફાર! લોકો કહે છે મારે માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં. એક દીકરો ગયો, બીજો દીકરો ગયો, સ્ત્રી ગઇ, લક્ષ્મી ગઇ! મારૂં હતું શું ને ગયું શું? હું અવતર્યો ત્યારે કાંઇ સાથે લાવ્યો હતો કે? સ્ત્રી, છોકરાં અને લક્ષ્મી એતો પાણીના પરપોટા છે. જાયા તતો જા-વાના, મોડા કે વહેલા. એ આગળ તો આપણે પાછળ. મારી પાસે સંતોષ છે એ અમૂલ્ય રત્ન છે; અને વિદ્યા છે એ પારસમણિ છે. એકાં-તવાસને રળીઆમણું શેહેર કરી મુકે છે. (એક કબાટ તરફ હાથ લંબાવી) આંમાં સેકડો માણસ વસે છે, એ બધા મારા મિત્રો છે. જ્યારે મારી ઇચ્છા થાય ત્યારે એમની સાથે વાતચિત કરી શકું. તેઓ સદા પો-તાનો અભિપ્રાય કહેવાને તૈયાર છે. એમાં કેટલાક તો એવા શક્તિવાન છે કે આ યુગમાં હું આખી પૃથ્વી ખોળું તોપણ ભાગ્યેજ મળી આવે. આ કેવા ઉત્કૃષ્ટ મિત્રો! દુનિયાના મિત્રો કપટી હોય છે, સ્વાર્થી હોય છે, ખુશામદિયા હોય છે અને કદાચ કોઇ વીરલા વફાદાર હોય છે. વળી એવા વફાદાર મિત્રોને નારાજ ન થવા દેવા એ કેવું મુશ્કેલ છે. કોઇ વખતે અસાવધપણે મશ્કરીમાં કાંઇ અપમાન ભરેલું બોલાઇ ગયું,

ધ્યાન બીજે ઠેકાણે હોવાથી પુરતું માન ન અપાયું તો તેઓ નાખુશ થઈ જાય એવો સંભવ રહે છે. વળી તેઓને બહુવાર તસ્દી આપી તો કદાચ કંટાળો ખાય; પરંતુ આ મિત્રોને ગમે એટલું અપમાન આપું, તેઓનાં કપડાં ફાડી નાખું તોપણ તેઓ નાખુશ થતા નથી. નથી તેઓ કપટી, નથી તેઓ સ્વાર્થી કે નથી તેઓ ખુશામદખોર.

(બીજા કબાટ ભણી હાથ કરી) આ માગ પોતાના છપાવેલાં પુસ્તકો, એ મારા પુત્રો. સંસારી છોકરા અક્કરમી નિવડે તો પિતાને બહુ દુઃખદ થઈ પડે છે; અને જો સ્વછંદી અને નાફરમાન થાય તો પિતાની છાતીએ લોઢું ધગધગાવીને ડામ આપ્યા સમાન થાય; અને જો શત્રુની સાથે મળી જાય તો જાણે પિતાની આંખમાં કડકડતું તેલ રેડાયું: સદ્ગુણી અને આજ્ઞાધીન થઇ પિતાની આંખને થંડક આપે એવું તો જવલેજ બને છે.

પણ આ પ્રકારના છોકરા જેવા જોઇએ તેવાજ બહાર પડી શકે છે. પિતાના મનનું પ્રતિબિંબ એટલે પછી વિચારમાં વિરૂદ્ધતા નહીંજ આવે. એ છોકરા શત્રુને વહાલા થઇ પડે તો સામો વધારે આનંદ ઉત્પન્ન થાય છે. શારીરિક દીકરા દૃષ્ટિથી દૂર થાય તો તેના બાપને ચિંતા થાય છે પણ માનસિક દીકરા જેમ જેમ વધારે પ્રવાસ કરે તેમ તેમ તેના પિતાને વધારે હરખ ઉપજે. સોનેરી હરફરૂપી આભૂષણથી એ પુત્રો કેવા દીપે છે!

કુદરત, એ મારી સ્ત્રી. કુદરત અને સ્ત્રી વચ્ચે ગુણ-સમાનતા વિશેષ છે. સ્ત્રીના જેવીજ એ પણ તરંગી છે. કોઈ વાર મંદ ગરમી કે સરદી કિંવા ઝુરમર ઝુરમર વરસીને મધુર હાસ્ય કરે છે અને કોઇ વાર સખત તાપ કે સરદીરૂપી મેણાથી ચામડી ઉખેડી લેછે.

સુખનો આધાર પૈસા ઉપર કે બીજી કોઇ વસ્તુ ઉપર નથી, માત્ર મન ઉપરજ છે. મારૂં શરીર સુખાકારીમાં રહે છે એ હજાર નિઆમત છે. વળી વ્યાજમાંથી મારો સારી રીતે નિર્વાહ ચાલી શકે તેમછે. સારાંશ કે મને કોઇપણ રીતની ચિંતા નથી.—ભુપત કેમ આવ્યો નહીં? એના વિવાહ પ્રસંગે કાંઈ મદદ નહીં અપાશે એ જરા ખેદયુક્ત છે. બીચારાએ પચાસ રૂપિયાની નોટ ટેબલના ખાનામાં રાખી હતી તે પણ ચોરાઇ ગઈ; મારે માટે બાપડાને એટલું લાગી આવ્યું કે એની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.—એને આ ઠેકાણું મેં બતાવ્યું હતું. તેમ છતાં એ બિલકુલ આવ્યોજ નહીં એ જરા વિસ્મય પમાડે છે.—છટ! મારે એ

દુનિયાના વિચારો લાવવાજ ન જોઇએ. અરે આ એકાંત વાસ કેવો સુખદાયક છે! અહીં મારી કલ્પના નિર્વિઘ્ને રમી શકે છે.

ગઝલ.

( "અગર આં તુરકે શીરાઝી" એ રાહપર. )

સ્થિતિ મારી સુખદ છે આ-પ્રભુ તારો છું આભારી,
ખુશામદિયા નથી મિત્રો મને છે આંહી સુખાકારી.
નથી મારે દુનિયામાં,—નથીરે ક્લેશી મુજ નારી.
જગતમાં રે જે જંજાળી રહ્યો જામી કરી યારી,
નક્કી તે જન થયો થાશે થકડ ખાતો દુઃખી ભારી.
નિરાકારી, હરી મારી, લીલા તારી કરૂં નારી!
મિત્રો મારા છે ગ્રંથો આ અહો કેવા શુભાકારી,
સ્વકૃત ગ્રંથો સુવર્ણ વરણે, પુત્રો શોભે હરખકારી.

આ એજણ વાડી તરફ કોણ આવે છે? એક તો નવલરામ જણાય છે. પોતાની દીકરીના મૃત્યુથી એનું મગજ ખસી ગયું છે.

( નવલરામ અને જમાલખાં પ્રવેશ કરે છે. )

**નવલ.**—ભાઈ સાહેબ સ્વર્ગનો રસ્તો બતાવશો કે!

**મહીપત.**—હા, હું તમને બતાવું. પરંતુ માર્ગ જરા વિકટ છે.

**નવલ.**—વિકટ હોય તો તેની ચિંતા નહી; દેખાડો.

**મહીપત.**—તમારે ધીરજ રાખવી જોઇશે. આવો, અહીં બેસો; આ તમારી સાથે કોણ છે?

**નવલ.**—આ મારો નિમકહલાલ નોકર જમાલખાં. દુનિયા આખી નિમકહરામ અને કપટી છે. આ એકજ માણસ ભલો છે.

**મહીપત.**—આઓ તુમભી બેઠો. (નવલરામને) કેમ તમને ભૂખતો લાગી હશે?

**નવલ.**—હા, મારી રૂપસુંદરીને મળવાની ભૂખ છે?

**જમાલ.**—આપને ફજરમેં જરાસા લડુ ખાયા હય. દૂસરા કુછભી નહીં ખાયા.

**મહીપત.**—આપણે સાથે જમીશું. હું રસોઈ તૈયાર કરૂં છું.

**નવલ.**—રૂપસુંદરી, રૂપસુંદરી! (વાદળ તરફ દેખાડી) અરે એતો ખરેખર હિંડોળે બેઠી છે. જુઓ, જુઓ એ જાય છે. મને ઉડવાની વિદ્યા શીખવો. હું તમારે પગે પડું. તમે તો ઋષિ જણાઓ છો. (પગે પડેછે) અરરરર!!! જાય છે! જાય છે! જાય છે! (હાથ ઊંચા કરે છે.)

( જયશંકર પ્રવેશ કરે છે. )

જય.—શેઠ તમે અહીં ચાલ્યા આવ્યા કે! હું તમને કેટલા દિવસ થયા શોધું છું. ( મહીપતને ) સાહેબ મેહેરબાન, આપ અહીં રહ્યા છો કે! હું આપને મળવાને બહુ ઇચ્છાતુર હતો. ભલું થયું આપનાં દરશન થયાં. હવે રજા આપતા હો તો હું એમને તેડી જાઉં.

નવલ.—નહીં, નહીં; હું નથી આવવાનો.

મહીપત.—એતો હવે મારા પરોણા થયા. હું તમારી પાસેથી રજા માગું છું કે થોડા દિવસ એમને અહીંજ રહેવાદો; મારે એક પ્રયોગ કરવોછે.

જય.—હું આપનો હેતુ સમજ્યો. મેં પણ એવો એક પ્રયોગ કર્યો છે અને તેમાં હુ ઘણે દરજ્જે પાર પડ્યો છું. એમની પોતાની મરજી મારી જોડે ચાલવાની નથી તેથી આપ એ પ્રયોગ કરી જુઓ. હું વખતે વખત આપની પાસે આંટો મારી જઇશ. એમને માટે જે કાંઈ ખરચ કરવો પડે તેનો જુદો હિસાબ કૃપા કરી રાખશો.

મહી.—તેની કાંઇ ચિંતા તમારે ન કરવી. ભુપતના વિવાહ ક્યારે છે! મારાથી એ પ્રસંગે યોગ્ય સહાય તો ન અપાશે. ઇનામ તરીકે હું રૂ ૫૦૦) આપવા ધારૂં છું.

જય.—આપ સાંભળીને દિલગીર થશો કે એની પાછળ તો પોલીસ લાગી છે; આપ જેવા માયાળુ શેઠપ્રત્યે એણે કૃતઘ્નતા કરી એ બહુ ખેદકારક છે.

મહી.—આ તમે શું બોલોછો? હું કાંઈ સમજતો નથી.

જય.—સાંભળો ત્યારે, આપને ત્યાં જે ચોરી થઇ તે એણેજ કરાવી. એણે પોતાના બે ત્રણ સોબતીઓને શીખવી રાખ્યું હતું કે તમે પાછલે દરવાજે રાતના અગિયાર વાગે આવજો. હું બધી સગવડ કરી રાખુંછું. એ ચોરોમાંથી બેજણ પકડાયા છે. ભુપત નાસી ગયો છે.

મહી.—ખરેખર ? ભુપતને હું એવો ધારતો નહતો. માણસનું મન કળવું એ કેવું મુશ્કેલ છે!

જય.—એ મારી સાથે અનેક પ્રકારની ઠગાઈ રમ્યો છે તે હું અવકાશે આ-પને કહી સંભળાવીશ.

મહી.—મને એણે કહ્યું કે મારી પચાસ રૂપિયાની નોટ ચોરાઇ ગઇ. પોતાના ઉપર શક ન આવે તે માટેજ એમ કહ્યું હશે. મારૂં કામ એ બહુ ચંચળાઇથી કરતો. મને કેટલીક સૂચના પણ બહુ સરસ કરતો. મને એટલું જણાતું કે એનામાં કેવળ બુદ્ધિ છે. વિકારોનો બગાર અંશજછે.

મહાબુદ્ધિ અને લુચ્ચાઈ વચ્ચે બહુ સૂક્ષ્મ સીમા છે. બુદ્ધિવાન પુરૂષો યુક્તિઓ કામે લગાડે છે, પણ તે ચોકસ હદ સુધી; ગેરવાજબી લાભ આગળ અટકી પડે છે; એ મર્યાદા ઉલ્લંઘન કરતા નથી પરંતુ લુચ્ચા લોકો બિલકુલ મર્યાદા રાખતાજ નથી.

**જય.**—આપ યથાર્થ કહો છો. હું પણ એને આટલા દિવસ સુધી પૂરો અકલમંદજ સમજતો હતો. હું હવે રજા લઊં છું.

**મહી.**—તમને અવકાશ મળે ત્યારે આવતા રહેજો.

**જય.**—ખચિત આવીશ. ( જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ.—મીઠીબાઈનું ઘર.

( ગુણસુંદરી એક પત્રિકા લઇ ઉભી છે. )

**ગુણ.**—અંતે મારી પત્રિકાનો જવાબ આવ્યો ખરો. સારૂં થયું બીજી પત્રિકા ન લખી અરે એ પત્રિકા તો હજારવાર વાંચવી જોઇએ.

**સદ્‌ગુણ સાગર પ્રિયગુણસુંદરી,**

તમારી સુખદ પત્રિકા વાંચી અત્યાનંદ ઉપજ્યો. એ પત્રિકાનો જવાબ વાળતાં વિલંબ થયો તેનું કારણ એ કે ભુપતની લુચ્ચાઈ ઉઘાડી પાડવા તમે જે ઇચ્છા દેખાડી હતી તેજ કામમાં હું રોકાયલો હતો. અંતે પ્રયત્ન સફળ થયો છે. એનાં કુકર્મોનો ભાગિયો હરી નામનો દલાલ પકડાયો છે; તેણે પોતાના તેમજ ભુપતના અપરાધ કબુલ કર્યા છે. મેં બહુ સાવચેતી રાખી તેમ છતાં ભુપત કયાંક પોબારા ગણી ગયો છે. પરંતુ પોલીસ એની પાછળ લાગી છે તેથી એ પકડાયા વિના રહેશે નહીં. વિશેષ વિગત હું તમારે ઘેર કાલે સવારના આવી મ્હોડે વર્ણન કરીશ.

તમારી પત્રિકા ઉપરથી તમારો મારી પ્રત્યેનો ભાવ અનુમાન કરી તમારા શોભિતા નામને પ્રિયનું વિશેષણ લગાડવાની મેં હિમ્મત કરી છે. જે આશાવડે મારી જીંદગી સુખરૂપ કરવા મેં ધાર્યું છે તે આશા પૂર્ણ કરવી એ તમારે હાથ રહ્યું છે. મારાં માતપિતા તરફથી કાંઇ વિઘ્ન થાય તેમ નથી. નાતીલાઓ તરફથી જુલમ થશે ખરો પણ તેને માટે હું બનતા ઉપાયો યોજીશ.

**તમારા પ્રેમનો અભિલાષી,**
**જયશંકર.**

(ચિઠી આંખે લગાડી) હે ઇશ્વર હું તારો પૂર્ણ પાડ કેમ માની શકું! (હર્ષના અશ્રુ સમેત) અંતે મને રૂડા દહાડા તું દેખાડશે એમ મને ભાસે છે. અરે આજનો દિવસ આટલો લાંબો કેમ થઈ પડ્યો?–હે જીવ તું આટલામાં મલકાય છે કેમ? હજી તો અડધો દહાડો અને આખી રાત વચ્ચે છે. કોણ જાણે ફરી કાંઇ ફેરફાર થાય તો? નહીં નહીં, હવે એમાં કાંઈ ફેર પડનાર નથી. એટલું ભલું છે કે મારી માના વિચાર જો કે કેટલાક જુના છે તોપણ પુનર્વિવાહની વિરૂદ્ધ નથી; હવે ભુપત તો જાણે છેજ નહીં તેથી જયશંકરને એ માન્ય કરશેજ. (પડદો પડછે.)

---

# અંક ૬ ઠો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ.—માધવલાલનું ઘર.

(જયશંકર અને ગુણસુંદરી અગાશીમાં ઉભેલાં છે.)

ગુણ.—ધન્ય ધન્ય આજનો દિવસ! આપ એલ. એમની પહેલી પરીક્ષામાં ફતેહમંદ ઉતર્યા એ મહા આનંદની વાત થઈ. મને હર્ષનો કેવો ઉમળકો આવે છે! અરે આજની રાત કેવી રળીઆમણી! ચંદ્રમા પોતાનો ઉજળો પીળો શીતળ પ્રકાશ ઠામ ઠામ પાથરી રહ્યો છે. જાણે સૌ પદાર્થો ઉપર રૂપાનો ઢોળ ચડી ગયો હોયની! ટિનકુડિયા તારાઓ પ્રકાશ આપવા બહુ મથે પરંતુ તે ચંદ્રપ્રકાશમાં ઢંકાઇ જાય છે. તથાપિ તેઓનો ચમક ચમક ઉજાસ જુદી તરેહનો હોવાથી ભિન્ન ભિન્ન રચના થઇ રહી છે. વાદળાં જાણે ડરતાં હોય તેમ ચંદ્રથી વેગળાં રહી વસ્ત્ર સંકોચતાં, સોનેરી પીછી ફેરવતાં, હળવે હળવે હિંડ્યાં જાયછે. મારી તો એવી ઇચ્છા થાય છે કે બે ઘડી અગાસીમાંજ બેસીએ. પ્રાણનાથ, આવી રમણીય રજની મેં કોઇ વાર અનુભવી નથી.

જય.—પ્રાણપ્રિયા, આજની રાત નિશંક રળીઆમણી છે. પરંતુ તને એટલી બધી રળીઆમણી લાગે છે તે મારી પરીક્ષાના શુભ પરિણામને લીધેજ. એ આનંદ તારા અગાધ પ્રેમમાંથી નિપજે છે. હવે મારે

એકજ પરીક્ષા રહી છે.—તેં જે ઇચ્છા દેખાડી તે મને ભાવતી છે. લાવ, પેલી બે ક્રુરસીઓ. અહીંજ બેસીએ.

(ગુણસુંદરી કુરસો ઉચકી આપે છે. જયશંકર ઉંબરા ઉપરથી લઇ મુકે છે.)

ગુણ.—(બેઉ બેસે છે.) કટાવ.

પ્રણપાતપ્રિય, કહું શું તમને, નિરખી નિરખી, વદન તમારૂં, જાણી કરીને, વિશાળ વિદ્યા, બુદ્ધિ બહોળી, નાથ તમારી, મનડું મારૂં, મસ મસ હરખે, હે ઇશ્વર તેં, અકળ કળાથી કૃપા કરીને, મુજ અબળાને, આવું આવું, સુખ દેખાડ્યું; ક્યમ માનીશ હું, અતિ આભારી, જીભ મારીથી, પાડ થયો જે, મુજ પામર પર.

જય.—ગુણવંતી ગુણસુંદરી પ્યારી, મધુર તુજ વાણી, ગુણ અનુપમ, કવિ ભાષાથી, બ્યાન કરૂં હું, મનહર મુખડું, તારૂં નિહાળી, હૈડું મારૂં, બહુ મલકાય. સાંપડ્યું મુજને, રત્ન અમૂલૂં, તે માટે હું, અહો પ્રભુ તુજ, પ્રભુતા જાચું, ધૈર્ય અમારૂં, સફલ કર્યું તેં, વરસાવીને અમ કિંકર પર, હરખની હેલી.

ગુણ.—પ્રિયંવદ, આપ આજે થાકી રહ્યા હશો. દાસી ઉપર કૃપા કરી જો ચરણારવિંદ આગળ લાવો તો હું પગચંપી કરૂં.

જય.—(મેશ્રાથી) આ સુકોમળ હાથને પરિશ્રમ કેમ આપું?

ગુણ.—જો એ હાથ સ્વામીની સેવા કરવા ન પામે એવા કોમળ હોય તો તે કાપીજ નાખવા જોઇએ.

જય.—જો તારી ખાતરી થતી હોય કે એ શ્રમથી તારી કુસુમ સમાન કાયાને કષ્ટ ન પોંહચશે તો ભલે. (પગ લંબાવે છે.)

ગુણ.—(ચંપી કરતી) દેવાએ મારી માને ધર્મની બહેન કરી એ બહુ સારૂં થયું. મારી મા એકલી થઇ રહેશે એવી મને ચિંતા રહેતી હતી તે ટળી.

જય.—ખરૂં, એ ઠીક થયું:—આહા! આ સુખકર કરસ્પર્શથી જાણે શરીરે ચંદનના અત્તરનો લેપ કર્યો હોય તેવી બહારથી ટાઢક વળે છે. અંગે કેવો કરાર ઉપજે છે!–અરે પણ અંદરથી નસોમાં લોહી ઉછળે છે કેમ? આ વિજળીનો વેગ અને ચૈતન્ય મારા લોહીમા એકાએક ક્યાંથી? રક્તમાં અગ્નિ કેમ પ્રગટ્યો? અહો પ્રિયે! તારા સૂંવાળા હાથમાં કાંઇ જાદુઇ ગુણ છે. એક ગમ ટાઢક તો બીજી ગમ અગ્નિ. કેવી વિરૂદ્ધતા! ચાલ હવે અંદર. અંહી બેસવાનું કામ નથી.

**ગુણ.**—(ગળે હાથ મુકી) આવી લલિત ચંદનીમાં બેસવા નહીં દો કે?–ભુપત કેમ પકડાયો તે તો કહી સંભળાવો.

**જય.**—(હાથ ગ્રહી) હું બધું સંભળાવીશ. (બેહુ ઉઠી અંદર જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ.—મીઠીબાઈનું ઘર.

( મીઠીબાઇ વિચાર કરેછે. )

**મીઠી.**—( સ્વગત ) આ આજ કાલની છોકરીએ તો આડો આંક વાળ્યો ! હું કેવી બુદ્ધિહીન ! કેવી ઘેલી ! કેવી ગાંડી ! જે નીચમાં નીચ, બંધો, ધૂતારો, તેને હું દેવતા સમાન સમજી ! મારા વાળ પાકવા આવ્યા; આવા આવા બે કોડી શિયાળા અનુભવ્યા તોપણ એ કાવાબાજનો છળભેદ હું પામી શકી નહી; અને આ કાલની છોકરી મારા કરતાં વધારે સમજી શકી. એની વાત અંતે ખરી ઠરી. ખરેખર, જમાનો સુધારતો જાય છે. એના છોકરાં થશે તે વળી એના કરતાં પણ સરસ નીવડે તેમાં નવાઈ નહીં. સારૂં થયું કે મારા કહ્યા પ્રમાણે એણે જયશંકરને બીજી પત્રિકા ન લખી. મેં બહુએ હઠ લીધો પણ એ છોકરી એકની બે ન થઇ. મને કહે હજી એમાં ભુપત કાંઇ છક્કા પંજા રમ્યો હશે. આપણે ચાર દહાડા ધીરજ રાખીએ. હું તો ભુપતને હા પાડી ચુકી હતી પણ એણે કાલાવાલા કરી એક અઠવાડિયું માગી લીધું. અંતે એની ધારણા ખરી પડી. ભુપતના પાપનો ઘડો ફૂટયો. હે ભુપત તું કેવો દુષ્ટ ! તારાં કરેલાં કુકર્મો માટે તું ફાંસીએ ચઢે તોજ હું સંતોષ પામું. રે એ પીટયાને તો રીબાવી રીબાવી મારવો જોઇએ. માનવી જાતમાં આવાં કાવતરાં !–હે ભગવાન તેં અંતે સૌ સારાં વાનાં કર્યાં. મારી દીકરી ખરેખર સુખી થઇ. મારી એક પુરી આશા પુરી થઇ. જયશંકર કેવો શાણો, વિદ્વાન્, અને શાંત સ્વભાવનો ! હું કેવી મૂર્ખી કે એને જુગારી સમજી બેઠી !

( દેવો પ્રવેશ કરે છે. )

**મીઠી.**—ભાઇ આજે તમને વખત કેમ લાગ્યો ?

**દેવો**—બેહેન હું ફરતાં ફરતાં છેક માહિમ સુધી નીકળી ગયો. ત્યાં મણીપતરામ સાહેબ અને નવલરામે મને રોક્યો.

**મોઠી.**—હવે નવલરામ કેમ છે ?

**દેવો**—હવે જરા જરા એનું મગજ ઠેકાણે આવ્યું છે; તોપણ ઘેલાપણ તો છે. મારી સાથે તો એણે મૈત્રી કરી છે. મને કહે તને તો જવા ન દઉં. મહીપતરામ એમની આગતા સ્વાગતા બહુ સારી કરે છે.

**મીઠી.**—મને તો એની બહુ દયા આવે છે. ઇશ્વર કરે બાપડાનું મગજ સુધરી જાય.—પણ મેં તમને જે વાત કહી હતી તેનો કાંઇ વિચાર કર્યો કે ?

**દેવો**—કયિ વાત ?

**મીઠી.**—મને તો ભોજાઈ જોવાની બહુ હોંસ છે.

**દેવો**—બહેન, મારી ઉમર મોટી થઇ. હવે એ પંચાયતમાં કોણ પડે ? મને ચાલીસ વરસ તો થયાં. હવે બાકી જીવવું કેટલું ? બહોત ગઇ ઓર થોડી રહી.

**મીઠી.**—તમે તો જ્યારે ત્યારે એમજ કહો છો. ચાલીસ વર્ષ કાંઈ ઘણાં નહીં કહેવાય. પચાસ પચાસની ઉમરના તો ઘણાએ પરણે છે. તમારી બહેનને રાજી રાખવી હોય તો મારી ભોજાઇ તેડી લાવો.

**દેવો**—હું કાંઇ તેડી લાવવાનો નથી. એવી મારી કદાપિ મરજી થઇ તો શ્રમ તમારે લેવો પડશે.

**મીઠી.**—એ શ્રમ હું ઉમંગથી માથે લઇશ. ચાલો આજથીજ હું તજવીજમાં રહીશ. હવે તમે નાહી લ્યો એટલે હું રસોઈ પીરસું.

(પડદો પડે છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ.—મહીપતરામની વાડી.

(મહીપત વાંચે છે નવલરામ દીકરીનો શોક કરે છે. જમાલખાં ઘાસ કાતરી સરખું કરે છે.)

**નવલ.**—અરે મારી રૂપવંતી ! રૂપસુંદરી ! તું તો ત્યારે નથીજ આવવાની કે ? આવા વજ્રહૈયાની કેમ થઇ છો ? (રડે છે.)

**મહી.**—(પાસે જઇ) નવલરામ, તમે મિથ્યા સોચ કરો છો. મુવેલાં વળી પાછાં આવતાં હશે ? તમે એ વાત વિસારી મુકો. તમને ખબર છે મારો ચોરાયલો માલ બધો મને પાછો મળ્યો અને ભુતત પકડાયો ?

**નવલ.**—કોણ જયશંકર પકડાયો કે ?

**મહી.**—નહીં, નહીં. જયશંકર શું કામ પકડાય ? એ તો બહુ ભલો છે. એના પ્રયત્નથી ભુપત નામનો મારો ચોર શિરસ્તેદાર પકડાયો.

**નવલ.**—ખરૂં ખરૂં; મને યાદ આવ્યું. જયશંકર ભલો ખરો. મારી રૂપસુંદરી એના બહુ વખાણ કરતી હતી. એની વઢકણી માએ મારી દીકરીને બહુ દુઃખ દીધું. જયશંકર પોતે બહુ માયાળુ !

**મહી.**—મારો એને માટે બહુ ઉંચો મત છે. મને ચોરાયલો માલ પાછો મળ્યો તેમાંથી મારી ઇચ્છા એવી છે કે એને રૂ. ૧૦૦૦) ઇનામના આપવા. દેવાએ પણ એમાં મહેનત લીધી હતી તેથી એને રૂ. ૫૦૦).

**નવલ.**—ત્યારે મારૂં પણ એક કામ કરો. મને એક વસીઅતનામું લખી આપો. હું રૂપિયા દશ હજારનો વારસો એને આપું છું—દેવો કોણ ? આજે સવારના આવ્યો હતો તેજ કે ? એતો મારો ઇષ્ટમિત્ર; એને રૂ. ૫૦૦૦) આપીશ.

**મહી.**—હું તમને કાલે તમારા કહ્યા પ્રમાણે લખી આપીશ. સુર્યાસ્તનો સમય થયો છે. ચાલો દરિયાકિનારે ફરી આવીએ.

**નવલ**—મારા જમાલખાને હું એક ઘર બંધાવી આપીશ. મારી નોકરી એણે બહુ અચ્છી બજાવી છે—(જમાલખાને) ચલો, અબ્બી હવા ખાનેકુ.

**જમા.**—હાં સાહબ, ચલો. (ત્રણે જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ.—મહીપતરામનું ઘર.

(ગુણસુંદરી ચોપડી વાંચે છે. જયશંકર પ્રવેશ કરે છે.)

**જય.**—હજી એજ પુસ્તક લઈ બેઠી છે ? આતો લગભગ પુરૂં થવા આવ્યું. એક દીવસમાં ત્રણસે પાનાં વાંચી નાખ્યાં !

**ગુણ.**—પ્રાણનાથ, આપે જે પુસ્તક વાંચવા મને ભલામણ કરી તે પુરૂં કર્યાવિના મને ચેન કેમ પડે !

**જય.**—પ્રિયે ! તને એટલો શ્રમ લેવાને નહતું કહ્યું. તારી પોતાની મૃદુ કાયા ઉપર તો તને દયા ન આવી, પરંતુ આપણી પ્રીતિની પ્રતિમા જે તારી કોડીલી કુખમાં જામી રહી છે અને જે વેળાસર જગતમાં પ્રકટ થશે તેના ઉપરતો તારે દયા લાવવી હતી ? હવે એ પુસ્તક પડતું મૂક. ખડિયામાં સાહી નાખ. પેલા બે કાગળ લખી નાખું.